શ્રી ૧।

ઘણા દિવસની મનની ઈચ્છા આજે પુરી પાડી
સરવે ભાઇઓની ખાસ ફરમાસથી બહાર
પાડવામાં આવેલી.

શ્રી નવરાત્રીમાં ગાવાની

# મનરંજક ગરબાવળી.


રચનાર

અધ્યક્ષ મંડળી.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

જોશી પ્રેહલાદ દયારામ.

રહેવાસી ગામ વાલમ. તાલુકા વીશનગર,
ઠેકાણું મહીવાડા.

અમદાવાદ.

શ્રી જૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૬૨. સને ૧૯૦૬.

કીમત રૂ. ૦-૨-૦

શ્રી ગણેશાય નમઃ

# નરંજક ગરબાવળી.

---

## શ્રી સુરજબાઇ મહારાજના ગરબા.

### ગરબી ૧.

### ગણુપતીની સ્તુતી. રાગ પદ.

ગણુપતી દેવા, તું ગરીબ નીવાજે. (૨) વાર.
ચાંદનચરચીત પુષ્પે વધાવું, સીંદુરે કરૂ સેવા. ગણુપતી. ૧
થાળભરી અમૃતમોદીક, માંહી મીઠાઇ ઘણા મેવા.ગણુપતી. ૨
પુજા કરી હું પાવલે લાગું, ભક્તિ ભવોભવ લેવા.ગણુપતી. ૩
શિવાનંદના સ્વામી રસીક શીરોમણ, વર આપ્યાના ઘણા
એવા.ગણુપતી. ૪

### ગરબી ૨.

### પ્રભાત.

ઉઠ પ્રભાત સમર લે તું, શ્રી ગણેશદેવા;
નામ લેતાં વીઘ્ન હરે, સફલ વાકી સેવા. ઉઠ. ૧
એક દંત દયાવંત, ચાર ભુજધારી;
મુસ્તક અને મુગટ સોહીયે, મશકની અસ્વારી. ઉઠ. ૨
પેરનવાકો પાન ફુલ, ખાનેકુ મેવા;
અમર દેવ સ્તુતી કરે, સુદ્દ કરે સેવા. ઉઠ. ૩
માતા જેકી પારવતી, પીતા શંકરદેવા;
મંડલી સૌ ભજન કરે, રિદ્ધિ સિદ્ધી લેવા. ઉઠ. ૪

## ગરબી ૩. રાગ સોલંકી.

શીવ શંભુજીના સૂતને આરાધું, ગ્રંથ જ્ઞાનબુદ્ધીવડે ગુણસાધુર.
બાઈ સુરજ સતી.
મહાભારતી કરોને મુજસહાય, મારી જીભ્યાવડે જશ થાયરે.બાઈ.
હુંતો અપ્રાધી દાસ તમારો,ગરબો કહેવા મુજમતી સુધારોરેબાઈ.
મહારાજ ગુણ મંડાણ હું કહું,જેવા આવે તેવા ગુણ ગ્રંથલહુરેબાઈ.
પોતે નાગર નાત સ્વ૰ અમૃત વાણી અમુલ્યનો કુપરે.બાઈ.
કર્યા મહારાજના એવા ત૰ મેદ શંભુ કીધા પાવનરે.બાઈ.
વળી થયેલ માબાપનું મરણ, ત્યા˜ લીધું મોશાળનું શરણરે.બાઈ.
વવાડી પ્રભાકરણનેપેટ અવતારી,જન્મ લીધોછે દેવ˜ ારીરેબાઈ.
પોતે પાંચ સાત વરસના બાળ, એવાં લગ્ન કીધ˜ ૯.ાળરે.બાઈ.
પછી મહારાજ ગુણવીલાસી, થયાં લાંઘણજગામના વાસીરે.બાઈ.
મોશાળ લાંઘણજ પોતાનું થાય, ત્યાંમહારાજ રહેવું ચાહ્યરે.બાઈ.
મહારાજ હતાં તે ગામમાં જાય.રે, પતીમરણ ઉકલી ગુલ રેંઃ બાઈ.
મહારાજકહેઆજપતીમરણથાશે,એવુંકહેતાંમોસાળીયાંહુંતરે.બા
ગાંડાંથઈને બોલસોમાં ઘેલુ, મરણ આવજો અમને પહેલુ રે.બાઈ.
કહ્યું મહારાજ થયો દીન, આવ્યું માણસને થયું વીમનરે બાઈ.
મહારાજ મોટાં તેમણે માન્યાં, હુવે પોતે ઉમરમાં નાનાંરે.બાઈ.
કહે કહેલુ સુરજબાનુ થયું, ત્યારે મોશાલનું મન ગળીગયુ રે.બાઈ.
એ વાત મુકી આવ્યાવાલમ ગામ,સહુ કહે સુરજબાઈ નામરેબાઈ.
આવી સાસરીયે મુકામકીધો,જોઇયે તેનો આવકાર નવદીધોરેબાઈ.
પ્રત્યક્ષ હતાં પોતે સુર સ્વરૂપ, જાણે સાક્ષાત દેવનું રૂપરે બાઈ.
માહારાજ આવ્યાછે પોતાને ઘેર, સંસાર લાગ્યે.છેકડવોઝેરરેબાઈ.
ઇશ્વર ઓલખાવા કીધોછે ઉપાય, ઘેર દીપ કરીજપજાપરે. બાઈ.

ગોવાળ થઇને મહારાજ વન જાય, રૂપ ઝળકે છે જાણે ભાનુરાયરે. બા.
દંડ કારણને આનંત દેશ, ગુરૂ મળ્યા કના માણસ વેશરે બાઇ.
નામ રામચંદ્ર ઇશ્વર અંશ, હાલ ' ' ' ' તો એ વંશરે. બાઇ.
તેમને લઇને ગુરૂ વન જાય, ત્યાં વસે છે ... મુની રાયરે બાઇ.
ત્યાં જઇને કર્યું ઘણું આરાધન, ત્યારે થયા દેવ મુની પ્રશન્નરે બાઇ,
પ્રસન્ન થયા આપ્યું અભેપદદાન, ત્યાં પ્રગટ થયા ભગવાનરે બાઇ.
ત્યાં અખંડ જોત પ્રગટ થઈ, આતો વાત પ્રથમની કહીરે બાઇ.
પાંચ સીધનો કહેવાય તે ધામ, ઘણા કાલ જુનાનો તે ઠામરે બાઇ.
ત્યાં મળે ઇશ્વર આપ, ત્યાં મહારાજ જપેલ છે જપરે બાઇ.
ગામ ઉપલવું ધામ ગુરૂ કેરો, ત્યાં પાંચ સીધનો છે ફેરોરે બાઇ.
ત્યાં જઇને આરાધન કરશે, તેનાં જન્મમરણ દુઃખ હરશેરે બાઇ.
એક મન્ને સુણે જે નરનાર, ધન્યધન્ય તેનો અવતારરે બાઇ.
સંવત ૧૮૭૦ નો છે સાર, સુણે થાય ભવ તેનો પારરે બાઇ.
હું તો પળપળનો અપરાધી, ઘણી ભરેલ આધી વ્યાધીરે બાઇ.
જીભચુકની ખોડ માં દેશો, ભલા સંતો ઓધારી લેશોરે બાઇ;
કરજોડી મણીલાલે ગુણગાયા, સરને સેવક દરસનને પાયારે બાઇ.

ગરબી ૪.

ઘણું ઓપે આરાસુરી રાયરે, અંબીકા દેવીરે એ રાગ.

આજ અખંડ જોતી સ ' , ગોખમાં વસી .રે;
વાલમમાં ગુર્યો વાસ ર ' રસીયાંરે.
જે સેવા કરે નીશદીનરે, નિરમળતા ' રે;
પ્રભુ ભાગે તે ભવની ભુખ, વિશંભર ' રે. ૧
જેને તત્વચીંતા ત્રીભુવનરે, દશ વશ કીધીરે;

તેની વારે ચઢયા ભગવંત, કરૂણા કીધીરે.
હરીરસ અમૃતનો કુપરે, જેનેરે પીધોરે.
ગાયા ગીતામાં ગોવીંદ, જેનેરે કીધી નવ ધારે
જોગી જંગમ ને સેવડાયરે, વળી સંન્યાસીરે;
ભમે બ્રાહ્મણને દરવેશ, ન મલ્યા અવીનાશીરે.
એવા અખંડાનંદ દેવરે, સુરજબાઇ પુજયારે;
ઘણા ભાવે ભજ્યા ભગવંત, ત્રીલોક સુજયારે.
હરખે ગાય છે માધેવો દાસરે, દરશન આપોરે;
તમે શરણે રાખો મહારાજ, સઉ કષ્ટ કાપોરે.

ગરબી ૫.

પુજુ ગણપતીને પાય, સરસ્વતી કરૂણા કરોજો;
આપો નીરમળ બુધ, અમ ઊપર દયા ધરોજો.
બાઇ મોટાં છે મહારાજ, ત્યાં રામેશ્વર મહાદેવજીજો;
જોત બલેરે અખંડ, નવે ખંડ વ્યાપી રહ્યાજો.
ચઉદ બ્રહ્માંડની માંહે, જાપ તમારો જપી રહ્યાજો;
જેને સમર્યા શ્રીમહારાજ, તેને કીરપા કીધી ગણીજો.
આપ્યા અવીચળ સુખ, ભુખ ભાગી છે તે તણીજો.
દેશદેશથી આવે બહુ, મહારાજને પ.રે ઘણુંજો.
ભુણે અનેક પીસાચ, બળતા જાયછે તે ઘણાંજો;
દુઃખ કાપી સુખ થાય, મહારાજ છાયા કરોજો.
એવા ભકતને આધીન, કામ કરે ભાવ ધરીજો;
[illegible] થાયછે ઓચ્છવ, થાળ આવે અતી ઘણાજો.
[illegible] તાલ મૃદંગ, તેની શોભા શી કહુંજો;

ઉડે અબીલ ગુલાલ, સહુ ઠાકોરને ચરણે નમેજો.
ઠાકોરછેરે આનંદ, ત્યાં સહુને ઘણું ગમેજો;
ઉગમણો છે આ ગોખ, તેની શોભા બની બહુજો.
આગળ જતાં હનુમંત, ઘદા ધરીને ઉભા રહ્યાજો;
અવીનાશી અખંડ, જોત સ્વરૂપ બીરાજતાજો.
આદી નીરંજન ઇશ, સેવકને બહુ ભાવતાંજો;
અનેક કાપોછો દુઃખ, સુખ સહુને આપતાંજો.
ઘણી નવનીધ ભેટ, સઉ ભકત ઘણા લાવતાજો;
શ્રીફળ આવે અપાર, ખાંડ વેચે ખોબલે ભરીજો.
સાકરનો નહી પાર, સુખડી લાવે થાળો ભરીજો;
જેને ભાવથી ભજ્યા, તેના સઉ કષ્ટ કાપીયાંજો.
બાઇ મોટાં છે મહારાજ, વચન થીર કરી થાપીયાંજો;
પાટણવાડાની માંહી, ગામ વાલમ પ્રગટ થયાંજો.
એવા અનાથોના નાથ, તમો આવીને રહ્યાંજો.
હરખે ગાયછે માધેવો દાસ, છે સેવક તમતણોજો;
ગરબો જોડયો મહારાજ, અમને ભાવ રહ્યો ઘણોજો.

ગરબી ૬.

વારી જઉંરે સુરજબાના નામનેજો,
ગોકુલ કીધું છે વાલમ ગામનેજો. વારી. ૧
બાએ ભકતી કીધી છે બાલાવેશમાંજો;
પરચો દીધો છે ગુજરાત દેશમાંજો. વારી. ૨
બાઈ અન્ન પોતે નહી પાવતાંજો,
ઘણા સેવકોને મન ભાવતાંજો. વારી. ૩
બાઇ જોત અખંડ પ્રગટ કરીજો,

તેત્રીશક્રોડ દેવતા આવી મળ્યાજો. વારી. ૪
બાઇ વાંઝીયાને પારણું બંધાવતાંજો,
બાઇ દુઃખીયાનાં દુઃખ સહુ કાપતાંજો. વારી. ૫
કરજોડી માધવદાસ બોલીયાજો,
મારા અંતરના પડદા ખોલીયાજો. વારી. ૬

## ગરબી ૭.

સુરજબાઇ બીરાજે આ ધામમાં જો, પ્રગટ થયાં છે વાલમ ગામમાંજો સુરજ.
બાઇ ઇદ્રજીતતે પોતેહતાંજો, ઘણા શેવક ભેટ ત્યાં લાવતાજો. સુર.
ઘણાં ભુતડાંને વ્યંતરાં કાઢીયાજો, મુવાં મડદાં ઘણાં ઉઠાડીયાંજો સુ.
હાંરે મન નીશ્ચે કરીને જે ઠર્યાંજો, ઘણાં ગાંડાને સાજા કર્યાંજો. સુ.
બાઇ સત્યતેવારતા બૈલતાંજો, દુઃખ સુખના પડદા ખોલતાંજો. સુ.
ઘણા આનંદઓછવ થાયછેજો, કરજોડી મહાદેવોદાસ ગાયછેજો. સુ.

## ગરબી ૮.

હાંરે લાગુ ગણપતીને પાય, ગાઉં મહારાજ મહીમાય સહાય થાજોને શારદારે.
દુઃખ કાપી આપ્યાં સુખ, બાયે ભવની ભાગી ભુખ, મારા મોઘા મહારાજરે.
મહારાજ વેણુનાં તો સીદ્ધ, વીઠો ડાહ્યો તે કીધ, એવી ગણુના કવણ ગણુરે;
પોતે ઇશ્વર સ્વરૂપ, વાણી અમૃતનો કુપ, મન મળવા અકળાયછેરે.
પોતે જાતાંતાં વન, ઘણું પ્રભુ ઉપર મન, એક બાઇ તો ત્યાં મળ્યાંરે.
કણબી જાતનાં જેહ, હનરબાઇ નામ તેહ, રૂડા સંતોને સેવીયાં

ગુરૂ રામચંદ્ર સાથ, તેમને ભેટયા ભોળાનાથ, જાણ ત્રણે તો
ત્યાં ગયારે.

જઇને ધર્યું ત્યાં ધ્યાન, પ્રસન્ન થયા ભગવાન, જોત પ્રગટ તો
ત્યાં થઇરે.

ત્યાંથી આવ્યા વાલમમાંહે, ઘેડાશેરી કહીયે જ્યાંહે, આવી
જ્યોત ચલાવી તેમનેરે;

પછી તો ગયાં તોડાપોળ, છેલી કહીયે જે ઓળ, ત્યાં જઇ ગોખ
થાપીયોરે.

ત્યાં ઘણાં કીધાં કામ, પ્રગટ થયું બહુનામ, મહાતેજ પ્રકાસીયુંરે.

મહારાજે મુવા ઉભા કીધ, શીખ સારી તો દીધ, એવી ગણના
કવણ ગણુંરે.

વ્યાસ વલભાનો દાસ, તેને કસી નોતી દાશ, સહાય થઆ છે
શામલારે;

દશી શેની હોય આશ, જીવ ગયેલો ખાસ,ચોકે સુતો બેઠો કર્યોરે

પટેલ દવારકાદાસ, તેને જીવ્યાની નહી આશ, તેને છાયા કીધી
ગણીરે;

નોતો જીવતો એક પુત્ર, એવું થયેલું ઘરસુત્ર,તેની મનની ઇચ્છા
પુરણ કરીરે.

તેને આપ્યું વચન એક, રાખ પ્રભુ ઉપર ટેક, તારી ઇચ્છા પુરી
થશેરે.

જુઓ ખેમાભાઇ શેઠ, દુઃખમાં ડુબેલા ડેઠ, રામ તેની વારે ગયારે.

વલી નાયક કલ્યાણ, અવળો ઉગેલો ભાણ, સાચ આવ્યું તેને ખરૂરે.

સુરત ગામનો જે નાહી, નામે પીતાંબરભાઇ,આવીબાનેચરણે નમ્યોરે

તેને કર્યો સારૂ શ્રેષ્ટ, તેની બુદ્ધી હતી નેષ્ટ, પછી ભેટ ધરીતે ગયોરે

એવાં બહુ કર્યાંછે કામ,નીચે ગરબોછે તમામ,તેથી જાણશો તમે સહુરે.

ગુરૂનું સુરજબા છે નામ, ગામ વાલમમાં ધામ, પતીત પાવન ત્યાં થયાંરે;
ગુરૂનો ઠામ છે જે ઠાર, ગામ ઉપલવું ધાર, ત્યાં જગ્યા જુઓ જઇરે.
ભ.ાના ગુણનો નીકાલ, કરી શકે મણીલાલ, રામનામ મુખે જપોરે;

ગરબી ૯.

રાગ સોલંકી.

ગુરૂ ગણપતીને ચરણે સીસનામું, માતા સરસ્વતી જુઓ સુંજ સામુ રે બાઈ સુરજ સતી.
કરજોડી ગુરૂને પાય લાગું, ગુણ ગાવા અવીચળ વાણી માગુરે.
દેશ ગુજરાતમાં તમારો ધામ, પાટણવાડામાં વાલમ ગામરે. બાઇ.
જોતી સ્વરૂપતે આપ બીરાજે. ત્યાંતો અણહદ વાજાં વાગેરે બાઇ.
ત્યાંતો આનંદ ઓછવ થાય, ખાંડસાકરો ને ખોબલે વેચાયરે બાઈ.
જઇ ઉપલેશ્વરે ધરીયું ધ્યાન, ત્યાંતો પ્રગટ થયા ભગવાનરે બાઇ.
ભોલોનાથ નવેનીત આપે, ધરી સ્વરૂપને ધુણીએ તાપેરે બાઇ.
ત્યાં મહારાજ ગયા મધરાતે, વાત જાણી નાગરની નાતેરે બાઇ.
પ્રભાતે આવ્યા પુરમાંહે, પરચો દઇ પછી પ્રગટ થાયરે બાઇ.
ગુરૂએ પ્રગણે પરચો ચલાવ્યો, સંગ સુરતશહેરથી આવ્યોરેબાઇ.
ઘાંચી કુબેરને મને મેલ, તેને માથે આવ્યું એક ફેલરે બાઇ.
કહે ઘાંચી જુઠો મારો વાદ, તેની પાટણ કરી ફરીયાદરે, બાઈ.
વૈકુંઠરાએ નાગરે ન્યાયતો લયો, આપ્યો ઘાંચીનાહાથમાં ગોળોરે બા.
એને ઉના તે સમ ખવરાવો, એની વારે વારશદાર આવોરે બાઇ.
શ્રી મહારાજ ગયાં પાટણ ગામ, શહુ જાણે સુરજબાઇ-નામરે બાઈ.

ગયાં પાટણ રાત્રીને હાણે, સમખ વરાવીસું ઉગતે ભાણેરે બાઈ.
ત્યાં મહારાજે ધર્યું ગુરૂનું ધ્યાન, ઠાકોરજીએ શાંભલીયું કાનરે બાઈ.
એક વણીકની કન્યા કુમારી, નાગ ડસીયોને મરણ પામી નારીરે બા.
એવી વાત સરકારમાં જાણી, બોલ્યા વૈકુંઠરાય એમ વાણીરે બાઈ.
મરણ થયેલું માણુશ અહી લાવો, લાગ આવ્યો ને કરીએ આપણ.
દાવોરે બાઈ.
થયું પરભાત અને મડદુ લાવ્યા ત્યાંહે, મહારાજ ગયાં કચેરીમાંહેરે બા
સરવે લોક કહે સરપ ઉતારો, ત્યાર પછી ઘાંચીનો વારોરે બાઈ.
મહારાજ કહે નાગકટો નથી. સાધ્યો, ખોટું બોલશોમાં જગત
બાધોરે બાઈ.
કહ્યું પુન્યની કરોને કાંઈ પેર, ત્યારે નાગનું ઉતરસે ઝેરરે બાઈ.
કહે વણીક ગરીબ છુ વરણ, થાયજી વતીતો પાંચસે તુરણરે બાઈ.
મહારાજે ધર્યું ગુરૂનું ધ્યાન, ઠાકોરજીએ સાંભલીયું કાનરે. બાઈ.
ધર્યું ધ્યાનને ગુરૂએ કીધી મહેર, તરત નાગનું ઉતરીયું ઝેરરે.બાઈ.
ઝેર ઉતર્યુંને જે જે વંચાય, સરવે હાથ જોડી પડીયા પાયરે.બાઈ.
એવો પરચો મહારાજનો ચાલ્યો, ઘાંચી કુબેર ધનાનો હાથ
ઝાલ્યોરે. બાઈ.
સાચો કરી ઘાંચીને ઘેર લાવ્યા, સરવે સેવકોને મન ભાવ્યારે.બાઈ
સંવત ૧૯૪૨ની માહે, સરવે સેવક મળીને ગુણ ગાયેરે. બાઈ.
એક મને આરાધન કરશે, તેતો ભવસાગરમાંથી તરશેરે. બાઈ.
કહે કલ્યાણ તે દાસ તમારો, મને ભવસાગરમાંથી તારોરે. બાઈ.

ગરબી ૧૦.

મથુરે જાઓ તો મારા સમ હો લાલ, વાલમ વહેલા
પધારજોરે—એ રાગ.

વાલમ વહેલા પધારજોરે, અહીં સંત કરે સંતાપ હોલાલ. વા.

આજે દરસન આપો દાસનેરે, દરસ. કરતાં ાય હો
વાલમ.
સંતો સરવે સંતપણું કરેરે, ઘરને વહેલા વહેલા ય હો લાલ.વા.
ઇચ્છો ઇશ્વર પાસે આશરોરે, સરવે કામોમાં સહાય થાય હો
લાલ વાલમ.
આજે દરસન આપો દાસનેરે, જોતાં પાપ નીવારણ થાય હો
લાલ. વાલમ.
દુઃખડાં કહેતાં આપણે એમનેરે, હવે કોને કરવી અરજ હો
લાલ. વાલમ.
ગાંદીર મુક્યુ ગામને આશરેરે, તેથી બહુ સુધરશે કાજ હો લાલ. વા.
સાક્ષાત પ્રભુ જેવાં ધારજોરે, તેમાં કાંઇ મલે નહીં ફેર હો લાલ. વા.
તેતુલ્ય કોઇ મળે નહીં માનવીરે, પોતે દુઃખીનો આધાર હો લાલ.વા.
ઘણાં મુવેલાં આગળ ધર્યાંરે, તેતો ઝટપટ જીવી જાય હો લાલ. વા.
હવે અરજ માહરી એટલીરે, હવે એવું મળે નહીં કોઈ હો લાલ.
વાલમ.
મણીલાલ વાણી મુખે વદેરે, સૌ કો ભજોને શ્રીભગવાન હો લાલ વા.

ગરબી ૧૧.

મહારાજ મોટાં માનજોરે, જનમંડળ મોઝાર;
કીરતી કહું તે સાંભળો સારી, પ્રાણુતણો આધારરે.
મુજ દરશન દ્યોને. ૧
દુઃખી સુખી સહુ સાથમાંરે, આવે તમારે પાર;
કેમ ઉત્તર આપશુરે, મારો તુટયો માણેકહારરે. મુજ. ૨
શેવક સરવે ધાયછેરે, માગે તમારાં વેણ;
એવી અરજી ઉરમાં ધરી, હવે બોલોને સુખદેણ. મુજ. ૩

કામ તો સરવે થાયછેરે, મનમાં કરો નહીં આ તોલ;
બાકી રહેછે એટલું હવે, ન મળે બોલાવ્યો બોલરે. મુજ. ૪
દુઃખ પડેતો જઇનેરે, કહેતાં દુઃખી રીતભાત;
તોલ કરીને બોલતાં, જા દુઃખ જશે પરભાતરે. મુજ. ૫
એવું જાણી આપજોરે, જાણી અમારી આ દાગ;
કરજોડીને વદુછુ, મુજ દરશન ઘોને આજરે. મુજ. ૬
દુઃખી પોકાર કરે ઘણુંરે, આવી તમારી આ પાર;
સા'ય તેને તમે આપજો, હુંતો વદુછું વાર'વાર. મુજ. ૭
સરસ્વતીતીરથ ટળવળતાંરે, આવીને ચોપાસ;
કરજોડીને કરગરો, તેનો દાસતણો છે દાસરે. મુજ. ૮

ગરબી ૧૨.

હરી ભજન વીના દુખદરીયા સંસારનો પાર ન આવે. એ રાગ.

ગામ વાલમમાં બા મહારાજનું નામ તે સઉથી મોટું,
સુખ બાને ભજો, વાદવીવાદનું કામ તે સઉથી ખોટું.
મંદીરમાં બેઠાં મા અંબા, વાઘે ચઢીને જાએ રંબા;
દેવી ડુંગરવાલી આઇ અંબા, ગામ વાલમમાં. ૧
વાયુ નંદન નામે ત્યાં દેવ, સહુ રાખી હરી લજવાની ટેવ;
તેની જોડે રામેશ્વર મહાદેવ, ગામ વાલમમાં. ૨
ગણુપતી આગલ બેઠા સીવ, સહુ રાખી પ્રભુ ઉપર જીવ;
ત્યાં હમેશ પ્રગટે ઘૃતનો દીપ, ગામ વાલમમાં. ૩
શીવસ્વારીમાં લેછે નંદી, ઘણા ગુણ ગાઉછું હું વંદી;
પ્રભુ વીનાની વાણી સઉ મંદી, ગામ વાલમમાં. ૪
ત્યાં ઘૃતદીપ રહેછે અખંડ, જેથી ગોખ ચાવો નવખંડ;
ઉભા હનમંત હાથ લઇ દંડ, ગામ-વાલમમાં. ૫

મહારાજની હાલ પુજામાં પાટ, દેવ સેવા કરો જુદો ઘાટ;
વળી બાકી મંદીરનો મહા ઠાઠ, ગામ વાલમમાં, ૬
ત્યાં ભજન ચાલે રૂડી રીત, તે મણીલાલ જાણે છે ખચીત;
તમે રાખો પ્રભુ ઉપર પ્રીત, ગામ વાલમમાં. ૭

### ગરબી ૧૩.

**માતું પાવાની પટરાણી અંબેમા કાલકારે લોલ. એ રાગ.**

આવી રૂડી હરી ભજવાની તકકે, ફરીથી તો નહી મળેરે લોલ. ૧
બાજી પધારો સુધામકે, સૌ ત્યાં ટળવળેરે લોલ. ૨
ગામમાં ઘણો અબીલ ગુલાલકે, પુષ્પ ઉડયા કરેરે લોલ. ૩
સંત કરે દંડવૃત રહી પ્રણામકે, પુઠળ ફેરી ફરેરે લોલ. ૪
આગળ વાગે ઢોલ નગારકે, ભેરીનાદ ભરેરે લોલ. ૫
દંડવૃત કરે આખું ગામકે, શોળ શણુગાર ધરેરે લોલ. ૬
પુઠળ સંતમંડળ શાક્ષાતકે, સેવા કરે ઘણીરે લોલ. ૭
ઘણું થાયછે ભજન અમાણુકે, શોભા બહુ બનીરે લોલ. ૮
સંત સરવે બાની પુઠળ જાયકે, કુવારીકા ક્ષેત્રમાંરે લોલ. ૯
બા ત્યાંતો ઓચીંતી અગની થઇકે, વાપી બાને નેત્રમાંરે લોલ. ૧૦
બા ત્યાં અતી કરે સમરણકે, લોક જોવા મળેરે લોલ. ૧૧
અંદર ઘૃતને શ્રીફલ સારકે, ચંદન માંહે બળેરે લોલ. ૧૨
બા તમ જગ્યા ન ચઢે કોયકે, એવી ધરણી ઢળ્યાંરે લોલ. ૧૩
પ્રભાતે દરશન કરવા જાતાંકે, સરસ્વતી ભેળ્યાં ભળ્યાંરે લોલ. ૧૪
રાખી ગૌ દોવાને કાજકે, જરા એક ઢોર ખરીરે લોલ. ૧૫
તેવા સમરથછો શાક્ષાતકે, ચંદન રાખ ગુળ કરી લોલ. ૧૬
સરસ્વતી આવ્યાં આપોઆપકે, આપની પારાયણ રે લોલ. ૧૭

લઇને ચાલ્યાં તેમની સાથકે, સ્વર્ગના વાસમાંરે લોલ. ૧૮
વળતે આવ્યાં ગામોગામકે, કીરતન બહુ કરીરે લોલ. ૧૯
બન્યાં શોભાનો નહીં પારકે, ગાઉ શું ફરી ફરીરે લોલ. ૨૦
ભજન સાંભળવાને કાજકે, લોક મળે ઘણુંરે લોલ. ૨૧
ખુબી થઇ છે અપરંપારકે, શોભામાં નહીં મણારે લોલ. ૨૨
બાનો સેવક મણીલાલકે, તુજ પાયે નમેરે લોલ. ૨૩
મા આ સુરજમાના ગુરુકે, સઉ સંતને નમેરે લોલ. ૨૪

ગરબી ૧૪.

ઓરા આવો નીરંજન સ્વામીરે, પંચધુણી ધારીરે.
હું તો અરજ કરૂ શીરનામીરે, પંચ ધુણીધારીરે.
તમે પ્રેમીપુરૂષના બેલીરે.પંચ.મને મેલ્યા મરજાદ મેલીરે. પંચ
તમે અલેકનીરંજન કહાવોરે.પં.તમો પાંચસીદ્ધ ભેળા આવોરે.પં
એક મને આરાધન કરશેરે.પં. તેનામનના મનોરથ ફળશેરે.પં.
તમે ગુફામાં વાસ કરી રહ્યારે.પંચ. ઘણાંને દરશન થયાંરે.પંચ.
વાસ કદમને છાંયડે કીધોરે.પંચ. ત્યાં તો અમૃતરસ પીધોરે. પં.
ત્યાં જઈને મહારાજ ધ્યાન ધરતારે. પંચ. ઘણા લોકો પુંઠ જોવા ફરતારે. પંચ.
મહારાજ મનધાર્યુ કરતારે. પં.તેતો કોઈ લોકથી નવ ડરતારે.પં.
ત્યાંતો અખંડ જોત પ્રગટ થઇરે.પં પુંઠ જોનારે શીશ નમાવીરે.પં.
પરખ પડી પુંઠદઈ ભાગ્યોરે.પં.મણીલાલે એ સતસંગ માગ્યોરે.પં.

ગરબી ૧૫.

જીતા જીત્યા તે કાન મહારાજરે, ગોપીઓ હારીરે—એ રાગ.
ચાલો ચાલો ચતુર કાંઇ ચાલો, ઉપલવે ચાલોરે;
પડીમુકો બધી પંચાત, હરી હાથ ઝાલોરે. ચાલો. ૧

ત્યાં પંચધુણી પ્રમાણરે, અસલ એજ ઠાવેરે;
ત્યાં ધ્યાન ધરવાને કાજ, સઊકો આવેરે. ચાલો. ૨
ત્યાં ધુણી તપે હમેશરે, નીરંજન તાપેરે;
તે પ્રભાતે કરીયે નીત્ય સેવ, સરવે સુખ આપેરે. ચાલો. ૩
એતો અખંડ અવીનાશી દેવરે, જે કોઇ જાણરે;
તેની કરે જે નીશદીન સેવ, સરવે સુખ માણરે. ચાલો. ૪
[illegible] એક નીરંજન દેવરે, સમરથ રૂડોરે;
તે [illegible] ત કરોને સેવ, ભવ નહીં બુડેરે. ચાલો. ૫
તેનું ધર્યું [illegible] રાજે ધ્યાનરે. ભાવ ધરી પુજયારે;
પોતે થયાં છે પ્રભુતુલ્ય, [illegible] ક સુજયારે. ચાલો. ૬
ત્યાં ભક્તિ કીધી મહારા [illegible] ઈશ્વર નાળીયારે;
કર્યો સેવકજન્મ સફળ, પાશ્ચીન [illegible]ીયાંરે. ચાલો. ૭
ત્યાં પંચધુણી પ્રમાણરે, એક ઉગાડીરે;
ચાર હાથી છે જમીન નીચ, મહીમા ભારીરે. [illegible]. ૮
એ તો મહા સમરથ છે વનરે, દેવતા રહીયાંરે;
ઘણો તાતકાળીકને ધામ, કદમકી છાયારે. ચાલો. ૯
કહેતાં પાર ન પામે દાસરે, જાય છે હારીરે;
સુખ વદેછે મણીલાલ, જાઉં બલીહારીરે. ચાલો. ૧૦

ગરબી ૧૬.

સુરજબાના ગુણ સુણોરે, મહારાજ તો મતવાલા.
તેમના શા ગણાવું ગુણોરે, મહારાજ.
વાલમમાં પ્રગટ થયાતારે.મહા. તેનો ગામોગામ વીખ્યાતારે. મ.
પોતે નાગરનાતના ઠાવેરે.મહા. ત્યાં ઘણાંની આશિશ લીધીરે.મ.
બ્યાસી વરસ દરશન કીધાંરે.મહા. ઘણાં કામ કર્યાં છે સીધાંરે.મ.

પોતે દુધને પાને રહેતારે. મહા. થયું થવાનું સર્વે કહેતારે.મહા.
ઘોડાશેરીમાં ઉત્પન થાતારે.મહા. પછી તોડાપોલમાં ગયાંતારે.મ.
તોડાપોળમાંમંદીર બાંધ્યુંરે.મ.તેને એક રામથી મનસારે ..
ત્યાં તો અખંડજ્યોત પ્રકાશીરે. મ. એવાં પ્રભુરૂપે અવી .
મંદીરમાં જેદેવ થાપ્યારે.મહા. તેમને ઘણુંનાં દુખડાં કાપ્યારે.મ.
રામ લક્ષમણને સીતાજીરે.મહા. વળી ગણેશના પીતાજીરે.મહા.
આગળ ઉભા હનુમંતારે.મહા. તેતો અંજનીસુત બળવંતારે. મ.
હાલ રૂપ બદલીને તે રહેછેરે. મહા. તે પ્રત્યક્ષરૂપે કહેછેરે.મહા.
હાલ પરચો વધ્યોછે ભારીરે. મહા. કહેતાં જીભ્યાએ જાઉંછું
હારીરે. મહા.
ધન્ય ધન્ય તે અંતરજામીરે મહા. મણીલાલકહે શીશનામીરે. મ.

ગરબી ૧૭.

આવો આવો શીવશંકર ભોળા—એ રાગ.

કારતક માસે કામણ તો કીધાં, વાલે મારે અમૃતડાં પીધાં;
સરવેનાં કામ કર્યાં સીધાં, મને તમ મહારાજા મળજો. ૧
માગશરે મન મારૂં હરખ્યું. ગુરૂજીનું વદન મેં હરખ્યું;
ગુરૂએ તો પુરણ પ્રેમ પરખ્યું, મને તમ મહારાજા મળજો. ૨
પોશે તો શોષ મને પડીયો, ગુરૂએ તો મનવીચાર ઘડીયો;
તેતો સઉ સેવકને નડીયો, મને તમ મહારાજા મળજો. ૩
માઘે તો મન થયું મેલું, ગુરૂ વીના ચીત થયું ઘેલું;
ગુરૂ હવે દરશન દયો વહેલું, મને તમ મહારાજા મળજો. ૪
ફાગણે ફરફરતી હોળી, સઉકો પહેરી ચરણાને ચોળી;
મને વાગી ગુરૂ વીના ગોળી, મને તમ મહારાજા મળજો. ૫
ચઈતરે ચીત્ત ઘણું ચટકે, જઈ મન ગુરૂ પાસે ભટકે;

મારૂં મન બા ચરણે અટકે; મને તમ મહારાજા મળજો. ૬
વઈશાખે વહાલ ઘણું દેતાં, આવી દુઃખ બાપાસે કહેતાં;
સુણી સરવે આશીસો દેતાં, મને તમ મહારાજા મળજો. ૭
જેઠે તો જીવ ઘણો જાગ્યો, જઈ હુ તો બાને શીશ નામ્યો;
ત્યારે હુંતો પુરણ પ્રેમ પામ્યો, મને તમ મહારાજા મળજો. ૮
અશાડે તો અજાણ્યો થઈને, ઉભો હું તો ગુરૂ પાસે જઈને;
માગું હું તો મંન સુરજબાઈને, મને તમ મહારાજા મળજો. ૯
શ્રાવણે સુધ ગયો ભુલી, ગુરૂ વીના દેહ દશા ડુલી;
ત્યારે મારી આંખડલી ખુલી, મને તમ મહારાજા મળજો. ૧૦
ભાદરવે ભ્રમણા તે ભાગી, જઈ હુતો બાને પાય લાગી;
પછી મે તો સત સંગત માગી, મને તમ મહારાજા મળજો. ૧૧
આસોએ તો અરથ સર્યો મારો, ગુરૂ મેંતો કર ગ્રહ્યો તારો;
આવ્યો આ જન્મ ઊગારો, મને તમ મહારાજા મળજો. ૧૨
બારે માસ સુરજબાના સારા, કહેવા લાગે મને બહુ પ્યારા;
મને મલ્યાં મહારાજા મરા, મને તમ મહારાજા મળજો. ૧૩
સુણી અરજ સાંમળીયો મળીયા, મારા તો સઉ પ્રાશ્ચીતો ટળીયા;
મણીલાલનાં મનડાં ત્યાં ગળીયાં, મને તમ મહારાજા મળજો. ૧૪

## ગરબી ૧૮.

### સુરજબાઈ બીરાજે આ ધામમાં જો. એ રાગ.

સુરજબાઇ તો સાચાં સતીજો, રૂડી કર્મરેખા પ્રભુ સમરતીજો સુર.
પોતે દુધપાને રહેતાં હતાંજો, થયુ થવાનું સરવે કહેતાં હતાંજો સુર.
બાલપણુથી ભક્તિ કીધી એમનેજો, ઘણાંજંન દુઃખી ક્રાઢયાં તમોજો.
ઘણાં ભુતડાંને વ્યંતરો કાઢતાંજો, મુવાંમડદાં ઘણાં ઉઠાતાંજો. સુર.
ગાંડાંથયેલાંબહુ જનઆવતાંજો, આવી બાચરણે શીશ નમાવતાજો.

નમાવતાં જો. સુર.
નરસેરામ લવાર એક દુઃખીયો જો, તેને કોઈએ ઘણો લપ
મુકીયો જો. સુર.
આવી બાનેચરણે શીશ નામીયોજો,ત્યાં સરવે સુખને પામીયોજો સુ.
તેણે ભુવા દેવાલા બહુ ઘાલીયાજો,તેના લપા કોઇયે નવ વાળીયાજોસુ
પછી બાનેપારે આવી અડયાજો, તેને ત્યાં કારજ સીધાં પડયાંજો સુ.
બાને સેવકે તેલ પોકાડીયુંજો.ગુરૂએ સેવકનું બરદપાળીયુંજો સુ.
આવી બાનેચરણે શીશ નમશેરે,તેતો સરવે સુખોને પામશેજો સુર.
ગુરૂ કામ કરે બહુ ભક્તનાંજો, સેવક આવે ઘણા જાતજાતનાજો સુર.
કરજોડી મણીલાલ ગાયછે જો, બાને ચરણે ગયે સુખ થાયછેજો સુ.

ગરબી ૧૯

પ્રથમ ગણુપતીને પુજીએ, શ્રી જે મહારાજ;
ગુરૂ કરૂણા કીજીએ, સુરજબાઇ જે મહારાજ. ૧
ગુરૂ રામચંદ્ર બીરાજતા, શ્રી જે મહારાજ;
પાંચ સીધતો બા આવતા, સુરજબાઇ જે મહારાજ. ૨
એવા ગુરૂને પંજો લાગીયો, શ્રી જે મહારાજ;
રંગ પુરવજનમનો જાગીયો, સુરજબાઈ જે મહારાજ. ૩
ગુરૂ ઇપલેશ્વરમાં ધામ છે, શ્રી જે મહારાજ;
એતો પુરવ જનમનો ઠામછે, સુરજબાઈ જે મહારાજ. ૪
ગુરૂએ પ્રાક્રમ કર્યો ઘણો, શ્રી જે મહારાજ;
શું કહીયે તમોતણો, સુરજબાઇ જે મહારાજ. ૫
કરશનદાસ ઉપલવે આવો, શ્રી જે મહારાજ:
રામદેવજીનો ઘોડીલો લાવ્યો, સુરજબાઇ જે મહારાજ. ૬
ધ્વજા રોપી હતી તે આવી, શ્રી જે મહારાજ;

આવી ધુણી ચેતાવી, સુરજબાઈ જે મહારાજ. ૭
એ વાત ગુરૂએ જાણી, શ્રી જે મહારાજ;
પુરમાં બોલે નરનારી વાણી, સુરજબાઇ જે મહારાજ. ૮
અતીત રામદેવજી પધરાવે, શ્રી જે મહારાજ;
તેતો જગ્યા સુધરાવે, સુરજબાઇ જે મહારાજ. ૯.
ગુરૂ રામચંદ્ર તતબર થયાં, શ્રી જે મહારાજ;
મહારાજ ઉપલવે ગયાં, સુરજબાઇ જે મહારાજ. ૧૦
આ પુરવનું આસન હમારૂ, શ્રી જે મહારાજ;
શું ગજુ છે તમારૂ, સુરજબાઇ જે મહારાજ. ૧૧
કરશનદાસ કહે ન કરો તાડો, શ્રી જે મહારાજ;
પ્રભુ તમારો દેખાડો, સુરજબાઇ જે મહારાજ. ૧૨
ગુરૂએ કરૂણા કરી કહ્યું, શ્રી જે મહારાજ;
અખંડ તેજ પ્રગટ થયું, સુરજબાઇ જે મહારાજ. ૧૩
કરસનદાસ આવીને નમ્યો, શ્રી જે મહારાજ;
મેં ઓલખ્યા નહીં તમો, સુરજબાઇ જે મહારાજ. ૧૪
પાંચે તે ધુણીઓ ઊઘાડી, શ્રી જે મહારાજ;
મુરતીઓ દેખાડી, સુરજબાઇ જે મહારાજ. ૧૫
પુરી ચારે ધુણી કરી વીવેક, શ્રી જે મહારાજ;
ઊઘાડી મુકી એક, સુરજબાઇ જે મહારાજ. ૧૬
મુરતીઓ પાછી દાટી, શ્રી જે મહારાજ;
મનખાદઇ એતો કાઢી શકે, સુરજબાઇ જે મહારાજ. ૧૭
ગુરૂ કહે એક કરો કામ, શ્રી જે મહારાજ;
રાખીશ નમારૂં નામ, સુરજબાઇ જે મહારાજ. ૧૮
રામદેવજી પધરાવી, શ્રી જે મહારાજ;

કુઇ ખોદી સુધરાવી, સુરજબાઇ જે મહારાજ. ૧૯
કુઇમાં પાણી મીઠું થાશે, શ્રી જે મહારાજ;
તારૂ નામ સદા રહેશે, સુરજબાઇ જે મહારાજ. ૨૦
વચન એવું આપ્યું, શ્રી જે મહારાજ;
એ તો થીર કરીને સ્થાપ્યું, સુરજબાઇ જે મહારાજ. ૨૧
કરશનદાસે દંડવૃત કર્યો, શ્રી જે મહારાજ;
દાસ થઇને પોતે ઠર્યો, સુરજબાઇ જે મહારાજ. ૨૨
ત્યાં તો થઇ એવી પેર, શ્રી જે મહારાજ;
મહારાજ આવ્યા ઘેર, સુરજબાઇ જે મહારાજ. ૨૩
શેવક તમારો કેવાય, શ્રી જે મહારાજ;
કરજોડી માહાદેવો ગાય, સુરજબાઇ જે મહારાજ. ૨૪

ગરબી ૨૦

મન માને નહીં સોપેરા સમજાવું તોએ શું થાય—એ રાગ.

દુલભ મનખાદઇમાંહ્ય વશ શું થયા છો સમરોને શ્રીહરી;
ન આવે વારંવાર, મોંઘોરે મનખો માણો ભાવ ધરી.
તમો જઠરાઅગ્નીમાં બળતા, ઘણાં સંકટમાંહી દુઃખહરતા;
ભુલી ગયા ભજનશું નથી કરતાં, દુલભ મનખાદઇ. ૧
પરીબ્રહ્મને સમરો પ્રાણી, મુગો મનખો તમે લ્યો માની;
માથે મરણ કેરો ભય જાણી, દુલભ મનખાદઇ. ૨
સુરજબાઇ સરખાં મહાસતી, બાઇ સમર્યા વીસંભર જતી;
પારસ પરશન થઇ નીરમળ ગતી, દુલભ મનખાદઇ. ૩
બાઇ પ્રગટ થયાં નાગરને કુલ, સરવે સેવકોને રાખે સમતુલ્ય;
ખોયો હાથે ચઢયો હીરો અમુલ્ય, દુલભ મનખાદઇ. ૪

તમે વાલમમાં કર્યો છે વાસ, સરવે સેવકોની તમે પુરી આશ;
ગાયે માધવો તમારો દાસ, દુલભ મનખાદેહ. ૫

ગરબી ૨૧

ગર્ભવાસ રાખ્યોરે કૃપા તમે બહુ કરી. એ રાગ.

શંભુ સુત આરાધુંરે, સમરૂ કરજોડી;
કરૂણા કરો સારદારે, મનમાં બુધી થોડી.
ગુરૂને શીશનામુંરે, કરૂણા કરોરે મુને;
ગુણ ગાઉ તમારારે, પુરવતણા પુને. શંભુ. ૧
સુરજબાઈ મહારાજરે, તમે દરશન આપો;
સેવક તમ શરણુંરે, આવીને કષ્ટ કાપો. શંભુ. ૨
ગુરૂ રામચંદ્ર મળીયારે, તમોને રૂડી રીતે;
અભેદાન આપ્યાંરે, પુરવતણી પ્રીતે. શંભુ. ૩
ગુરૂ પ્રાકમ ઘણેરોરે, મુખે ન જાય કહ્યો;
હુનરબાઈ નામેરે, ગુરૂએ કરૂણા કરી. શંભુ. ૪
લક્ષ ચોરાસી નાવરે, હવે તમને ફરી;
હરનીશ નામીરે, ગુરૂ પાસે ઉભી રહી. શંભુ. ૫
કરૂણા કરી ઘણીરે, હનભે ઉગડી ગઈ;
ત્રણ લોકજ સુજેરે, ગુરૂ કીરપાએ થકી. શંભુ. ૬
આવરણ તે ભવણરે, તેતો જાણું નકી:
હુનરબાઈ પોતેરે, શીખામણી તે ગયાં. શંભુ. ૭
ભેખ ભગવો ધરીનેરે, ખેરાલુ ગામમાં રહ્યાં;
--દ્વાર એક કરીયુંરે, ઉગમણું દ્વાર છે. શંભુ. ૮
[illegible]કારજી પધરાવ્યારે, ધુણી ખોદી તારે છે;
[illegible]માં અખંડ પોતેરે અગની ચેનાવી. શંભુ. ૯

જોત અખંડ પ્રકાસીરે, ઠાકોરને ઘણી ભાવી;
નીત આનંદ ઓછવરે, ત્યાં લોકો કરે ઘણા. શંભુ. ૧૦
હુરનબાઈનું મંદીરરે, શોભામાં તો શીરે મણા;
ઘણા નરનારી કરતારે, દરશને ત્યાં આવે. શંભુ. ૧૧
ઘણી ખાંડ સુખડીયોરે, સાકર તીહાં લાવે;
શ્રીફળ આવે અનેકરે, દીવાનોતો પાર નથી. શંભુ. ૧૨
એક ધુણીનું પ્રાકમરે, મુખે શું કહુ કથી;
ધુણીની વીભુતીરે, ચપટી ખવરાવે. શંભુ. ૧૩
અનેક દુઃખ જાયરે, ગુરૂ વારે આવે;
હુનરબાઇ મહારાજરે, ગુરૂનું તો ધ્યાન ધરો. શંભુ. ૧૪
સરૂપ બદલીને પોતેરે, દેવલોકમાં ફરે;
ધુણી પાસે પોતેરે, એક આશન કર્યું. શંભુ. ૧૫
વીશંભર ઉપરરે, હુનરનું જો ધ્યાન ધર્યું;
હુરનબાઇ પોતેરે, અને ત્યાં ધુણી તાપે. શંભુ. ૧૬
ગુરૂ કરૂણા કરીનેરે, નીત દરસન આપે;
અલેક જગાવેરે, વસ્તીમાં ચેતાવે. શંભુ. ૧૭
પંચઘરની પોતેરે, ત્યાં તો ચપટી લાવે;
તેનું ભોજન કરેછેરે, અવરબાજુ તપાવે. શંભુ. ૧૮
જે જોઇએ તે રીખસીખરે, ગુરૂ ત્યાંતો લાવે;
ચોરાસી જમાડવારે, તે કલપનારે કરે. શંભુ. ૧૯
પ્રાતસકાલે ઉઠીનેરે, બાઈનાં નામનાં નુતરાં ફરે.
સીધુને સામગ્રીરે, ઉધારે ઉપાડે. શંભુ. ૨૦
બ્રહ્મભોજન કરાવીરે, વીભુતી ધુણીની કાઢે;
ખરચ ઉપડયુ જેટલુરે, ગુરૂ તેમાંથી આપે. શંભુ. ૨૧

કોડી એક નવ ધરેરે, તેમાંથી ઓછું ન અપે;
એવી ચોરાસીયોરે, કરીએ અનેકવાર. શંભુ. ૨૨
પ્રભુની અકલગતીરે, તેનો કોણ પામે પાર;
એવા પ્રાક્રમી પોતેરે, હુનરબાઇ વસતા શંભુ. ૨૩
ઘણી પરબો કરાવીરે, ખેરાલુ પાખલ રસ્તા;
સરૂપ છે અનોપમરે, કાયા કંચન એની.શંભુ, ૨૪
ઘડીએકમાં બદલેરે, જાણે રગતપત જેવી;
માખીયો બણુબણેરે, વહેછે રૂધીર ધાર. શંભુ. ૨૫
અજ્ઞાની માનવીરે. નથી પામ્યો પાર;
ધુણીની વીભુતીરે, લઇને ધ્યાન ધરે. શંભુ. ૨૬
શરીર ઉપર નાંખેરે; કાયા હતી તેવી કરે;
એવા પ્રાક્રમી પ્રેમ અનોપમરે, ઘણું શું મુખે કહે.
શંભુ. ૨૭
એવા પરચા અનેકરે, તોએ કોઇને ઓળખ્યા નહી;
ઇંદ્રી દશ વશ કીધીરે, ત્રીવીધી તાપ ટળયા. શંભુ. ૨૮
ગુરૂ રામચંદ્ર મળીયારે, નીરંજન ભેગા ભળ્યા;
ગુણ ગાયા તમારારે, સરવે સેવક મળી. શંભુ. ૨૯
જનમમરણ કેરીરે, આબાદી ટલી;
ગરબી શીખીને સાંભલેરે, જે ઘણા હેતે ગાય.શંભુ. ૩૦
નરનારી સરવરે, તેતો પાવન થાય;
સુરજબાઇ પ્રતાપે, ગુણ ગાય માહાદેવો. શંભુ ૩૧
તમો શરણે આવ્યોરે, કોટી પ્રાશ્ચીત જાયે.શંભૂ. ૩૨

---

## ગરબી ૨૨

**તારી ભક્તી બોડાણાને ભાવીરે રણછોડ રંગીલા—એ રાગ.**

તારી ભક્તી સુરજબાને ભાવી. ઉપલેશ્વરવાળારે. ૧
વાલમ આવીને જોત ચલાવી. ,, ૨
બાયે મજલો કીધી મધરાતે. ,, ૩
આવ્યા આવ્યા સુરજબાની સાથે. ,, ૪
આમ વાલમ ઉપર કરી દયા. ,, ૫
વાલા તોડાપોળ આવીને રહ્યાં. ,, ૬
બાયે અન્ન ખાવું બંધ કીધું. ,, ૭
આવા પંચ સીધ જાય નહી કલીયાં. ,, ૮
કપીલદેવને હનમંત બલીયા. ,, ૯
ગોખ વસીયા ગોરખનાથ રસીયા. ,, ૧૦
વાશ પંચસીધ કેરો જાંહી. ,, ૧૧
હાલ લક્ષ્મીપુર ધુણી જાંહી. ,, ૧૨
ત્યાયે ભક્તિ ઘણા વરસ કીધી. ,, ૧૩
સુધામ જોતાં તે આશીશ દીધી. ,, ૧૪
નામે દુલભીદાસ તમારીરે. ,, ૧૫
મારે ઘેર પધાર્યા ગીરધારી. ,, ૧૬

## ગરબી ૨૩

રાધા નટવર કરરે લુટી મહીમાર—એ રાગ.

ધુણીના ધણી દુઃખ કાપો અમારો, જોતી સ્વરૂપ અલબેલ દુઃખ કાપો અમારો.
હુંરે અપરાધી ઘણો થયો છું, તારીને પાર ઉતારો. ધુણી. ૧
ઘણું કારજ તમો ટેકથી કીધો, દુલભબાઇને દરસન દીધો.ધુ. ૨

આમાશારે નીરખ મારૂ મન થયું તાજુ, પણ લોકવેવારથી લાજુ;
કાપો દુઃખ હમરે, ધુણીના ધણી દુખ કાપો અમારો. ૩

ગરબી ૨૪

આવો આવો શીવશંકર ભોળા—એ રાગ.

રવીવારે રળીઆમણું લાગ્યું, બાને નીરખે ભવનું દુઃખ ભાગ્યુ;
મનેરે ઘરમાં ગોકુળીયું લાગ્યું, મારે ઘેર મહારાજા રહેજો. ૧
શોમે તો સુરજબાને કહીયે, અખંડ જોત રૂપે તો રહીયે;
સેવક જાણી દુઃખડાં દુર કરીયે, મારે. ૨
ભોમે તો દેશ ઘણો ભમીયો, હુકમ વીના અભીમાને ભરીયો;
મારે. ૩
બુધે તો કાંઇ નથી બાકી, અખંડ જોત ગોખમાંહી થાપી;
માયારે મારા મનતણી ભાગી, મારે. ૪
ગુરૂવારે ગુરૂની પાસે જઇએ, ઉપલવામાં રાતવાસો રહીયે;
અરજીરે મારા વાલાને કહીયે, મારે. ૫
શુક્રવારે શુંરે કહીયે ઝાઝું, માયારૂપી સંસારથી દાઝું;
ગુરૂ વીનારે બીજાને નહી જાચુ, મારે. ૬
શનીવારે સુરજબાનું કહેવું, તેતો મારે જીવન સુધી સહેવું.
મારે. ૭
સાતેવાર ગાતાં દુઃખ ભાગ્યાં, મારી બાના ઉપદેશ મને લાગ્યા;
સુરજરામ સુત એવુંરે માગ્યું. મારે. ૮

ગરબી ૨૫

રાગ સોલંકી.

ગવરીપુત્ર ગણેશ ગાવું, સુરજબાઇ ચરણે શીશ નમાવું રે.
બાઇ સુરજ સતી. ૧

સરસ્વતી કરો મુંજ સહાય, હાજ તમે ચરણે રહી ગુણુ ગાયરે. બાઇ.
ગુરૂના આક્રમનો નહીં પાર, કરૂ કેટલો તેનો વીસ્તારરે. બાઈ.
વાલમગામમાં અનેક કામ સારાં,ગુરૂ કરશે સરવેનાં ધાર્યારે. બા.
મનધારી જેને ધ્યાન ધર્યું, સહાય થઇને ગુરૂએ કામ કર્યુંરે. બા.
દ્રષ્ટાંત દેતાં વખત બહુ થાય, મારી જીભ્યા તો હારી જાયરે. બા.
ગામ ઉપલવુ ધામ ગુરૂ કેરૂં, હાલ તે ધુણીપર ચણ્યુછે દેરૂરે.બા.
ત્યાંતો સાક્ષાત દેવ બીરાજે,દરશન કરતા તમામ કામ સાજેરેબા.
ત્યાં જઇને જેણે આરાધન કર્યું, તેનું અનેક કારજ સર્યુંરે. બાઈ.
તે ધામ ગુરૂ બતાવ્યું જેને, કાર્ય કૃપા કરે મુની તેનેરે. બાઇ.
મહારાજે આપ્યું છે આકયાનજ્ટ,તેનું નામ સુરજરામભટરે. બા.
તેતો શનીવારે ધુણીને ચેતાવે,પછી દરશન કરીને ઘેર આવેરે.બા.
તેને સહાય થયા ભગવાન, ઘણુ રાખ્યુ છે જેથી ધ્યાનરે. બાઈ.
તેને પૌત્ર પૌત્રીનું છે સુખ, ગુરૂ કૃપા કરી કાઢશે દુઃખરે. બાઇ.
તેની દીકરી જે ગીરજા આપે, તેને દુખ દીધો કાલીસાપેરે. બા.
પોતે હતી તેના સાસરાને ઘેર,ઘણું વાધ્યું કાલીનાગનું ઝેરરે.બા.
છગનસુત લક્ષ્મીશંકર જેહ,સસરો કહીએ તે બાઇનો એહરે. બા.
ઝેર ચઢયુંને લાવી નાંખી મંદીરમાંહે, જરા જીવ તે દેખાય નહીં જાયરે.બાઇ.
મુખ ચઢયું ફેણુ નેત્ર નીહાલ્યાં, તેનાં નેત્ર મરણ જેવાં ભાળ્યાંરે બા.
હાથ પગ જીવ દેહથી વછોડયો, તોએ ગુરૂથી ન આકયાન તોડયોરે. બાઇ.
તેનો સસરો તે જીવ ભમાવે, કહેવા માંડયો હવે જીવ કયાંથી આવેરે. બાઇ.

ત્યારે બોલ્યાં છે ગીરજાની માતા, હશે જીવવાની તો થશે સુખશાતારે. બાઈ.
નથી લઈ જવા અહીંથી બીજે, ગુરૂચરણુમાં ધ્યાન ધરીજેરે બા.
મારવી હશે તો મારશે પોતે, હમે નાંખી છે શરણાંની જોતેરે. બા.
આ વખત થયેલો ગુરૂનો દેહાંત, તેથી મનમાં પડેલી ભ્રાંતરે. બા.
રખે ગુરૂ વીના તેનો જીવ જાશે, પછી પસ્તાવો કરે શું થાશેરે.બા.
તોપણ ત્યાંથી તેને બીજે નવ લીધી, આવી ટેક ઝાલી ગુરૂ કૃપા કીધીરે.બાઇ.
જયારે ટેક રૂડી ત્રીકમની ધારી, ગીરજાએ માતુશ્રીએવી વાણી ઉચ્ચારીરે બાઇ.
મડા જેવી રાખી મંદીરમાંહે, અડધી રાત ગઈછે તાંયરે બા.
જીવ ગયામાં જરા નહીં બાકી, તોએ ટેક પુરી ત્રીકમની રાખીરે.બા.
ટેક રાખી એમ ત્રીભોવનેજાણ્યું, ત્યારે પ્રત્યક્ષ પારખું પ્રમાણ્યુંરેબા.
ટેક ઝાલી ગુરૂ કરી વારે આવ્યા, સઉ સેવકોને મન ભાવ્યારે બાઈ.
વાર કરી ઝેર ઉતારી દીધો, આવો પરચો તે શાક્ષાત દીધોરે બા.
આવી ફેણ મુખે ઉતર્યું છે ઝેર, સાજી કરી પછી લઇ ગયાછે ઘેરરે બા.
ઝેર ઉતર્યું ને જેજે વંચાય, સહુ હાથ જોડી પડીયા પાયરે. બા.
આવો અનેક પરચો ગુરૂ આપે, ટેક રાખે તેનાં સરવે દુઃખ કાપેરે.બા.
એમ જાણીને આરાધન કરશે, તેના મનના મનોરથ ફળશેરે.બા.
સંવત ૧૯૪૨ ની સાલે, ગુણ ગાતાં ગુરૂ કરશે ન્યાલરે. બા.
કરજોડી મણીલાલ ગુણ ગાય, ગરબો કેતાં આનંદ થાશેરે બા.
આવો પરચો દેશગુરૂ ધાર્યો, ગુરૂકૃપ[illegible]ર્યોરે. બા.

## ગરબી ૨૬
## સુરજબાઇની પંદર તીથીયો.

સખી પડવે તે પંથે ચાલ્યારે, ઉપલવાના મારગ ઝાલ્યારે;
સાથે રામચંદ્ર ગુરૂ સાક્ષાત, સુરજબાનું નામ રૂદેમાં રહેજોરે. ૧
સખી બીજે ઉપલવે બીરાજેરે, કરશનદાસતણું મન દાઝેરે.
ઠામ મારે તમો આવ્યા આજ, સુરજબાનું. ૨
સખી ત્રીજે તે તતપર થઇનેરે, પરચો આપ્યો ગુરૂને કહીનેરે;
કામ શું છે તમારૂં અહી રહીને, સુરજબાનું. ૩
સખી ચોથે તે ચીતમાં ઠરીયેરે, સેવા ઠામઆગત કરનારીઓરે;
ત્યારે ક્રોધ ગુરૂનો ઉતરીયો, સુરજબાનું. ૪
સખી પાંચમે પારખું દીધુંરે, ખોદો કુવો તેવું બાએ કીધુંરે;
નામ રહેશે તમારૂં સીધું, સુરજબાનું. ૫
સખી છઠે તે છાનાં રહીનેરે, ચરચા જુવે છે લોક ત્યાં જઇનેરે;
આવે પાછા કાળાં મોઢાં લઇને. સુરજબાનું. ૬
સખી સાતમે સરવે મળીનેરે, ગુરૂ સહીત ઉપલવે રહીનેરે;
કહે વાતો ગુરૂ પાસે જઇને, સુરજબાનું. ૭
સખી આઠમે આવીને બેઠાંરે, તોડાપોળ મંદીરમાં પેઠાંરે;
જોત પ્રગટી તેતો સહુએ દીઠી, સુરજબાનું. ૮
સખી નોમે નવાનવા લોકોરે, ઘણા દુઃખથી પાડતા પોકોરે;
બાયે કાઢ્યા ઘણાના રોગો, સુરજબાનું. ૯
સખી દસમે દીલ મારૂં જાગ્યુરે, સીતારામ જોઇ મનમાન્યુરે;
પાંચ સીધાંથી કાંઇ નથી છાનું, સુરજબાનું. ૧૦
સખી એકાદસી અપવાસીરે, ઓછવ કરી સેવક થાય ખુશીરે;
દુઃખની વાતો બાને જાય પુછી, સુરજબાનું. ૧૧

સખી બારસે દેખ્યુ બહુ દુઃખરે, પોસ મહીનો અંધારી પક્ષરે;
ઓગણીસો બેતાળી સમક્ષ, સુરજબાનું. ૧૨
સખી તેરસે તરછોડી આવ્યારે, મંદીર ટ્રસ્ટીઓને ભળાવ્યારે;
સરવે સેવકોનાં મન અકળાયાં, સુરજબાનું. ૧૩
સખી ચઉદસે ચરણે નમીનેરે, સઉ સેવક કહેછે કરગરીનેરે;
દુલભ બાના મન રહેજો વશીને, સુરજબાનું. ૧૪
સખી પુનમે પ્રેમથી કહુંછુંરે, ઘેર આવ્યો આશાભરી રહુંછુંરે;
લોકનીંદાથી નહીં ડરૂછું, સુરજબાનું. ૧૫
સખી પંદરતીથી થઇ પુરીરે, તેમાં એક નથી અધુરીરે;
શરણે રાખીને લેજો ઉગારી, સુરજબાનું. ૧૬

ગરબી ૨૭

મા તું પાવાની પટરાણી અંબે મા કાળકારે લોલ-એ રાગ.

કે પ્રથમ આરાધું સુત શંભુકે, માગુ એટલુંરે લોલ. ૧
કે આપો અવીચળ વાણી આપકે, ગુણ ગાવાતણીરે લોલ. ૨
કે ગુજરાતમાં ઉપલવું ગામકે, પ્રગણે પાટણતણુંરે લોલ. ૩
કે પ્રથમ પ્રગટ થયા ભગવાનકે, ઉપલેશ્વર ધામમાંરે લોલ. ૪
કે પરચો દેખાડયો છે તાંજકે, ભકતોની વારે ચઢ્યારે લોલ. ૫
કે મેતા નરસીકેરા સ્વામીકે, જ્યોતીસ્વરૂપ ખરૂંરે લોલ. ૬
કે બાઈ કુંવર જેનું નામકે, મોશાળું પુરીયુંરે લોલ. ૭
કે જેણે દ્રૌપદીના પુર્યા ચીરકે, લાજ રાખી તે તણીરે લોલ.૮
કે જુઓ મીરાંબાઇની ટેકકે, વીખ જેને પીધાંરે લોલ. ૯
કે તેવા ભકતોનાં કીધાં કામકે, જોતેશ્વર જાગતારે લોલ. ૧૦
કે પરથમ કહુંછું પરણામકે, સુણજો સકલસભારે લોલ. ૧૧

કે બાઇ સુરજ જેનું નામકે, ભક્ત હરીતણુંરે લોલ. ૧૨
કે સુરજ સરખું જેનું તેજકે, તેજરૂપ ખરૂંરે લોલ. ૧૩
કે બાનું સુરજબાઇ નામકે, નાગરી નાતમાંરે લોલ. ૧૪
કે તેનો દેવતા સરખો અવતારકે, વરસ દસબારનાંરે લોલ.૧૫
કે બાને ગુરૂ મલ્યા રામચંદ્રકે, હનરબાઇ સાથમાંરે લોલ. ૧૬
કે તેતો અવીચળ પદવી પામ્યાંકે, કામ સરવે સર્યાંરે લોલ.૧૭
કે બાયે મુકયો છે અન્નચારકે, ધ્યાન હરીનું ધર્યુંરે લોલ. ૧૮
કે બાયે ધુણી તપાવી તાંયકે, ઉપલેશ્વર ધામમાંરે લોલ. ૧૯
કે ત્યાંતો પ્રગટ થયા ભગવાનકે, જોતી સ્વરૂપમાંરે લોલ. ૨૦
કે બા દરશન કરીને ચાલ્યાંકે, વાલમ ગામમાંરે લોલ. ૨૧
કે શેરી તોડાપોળમાં વાસકે, હટી ત્યાં આવી રહ્યાંરે લોલ. ૨૨
કે બાયે ટાળ્યાં સઉનાં દુઃખકે, સુખી સઉને કર્યાંરે લોલ. ૨૩
કે જોતીસ્વરૂપને ભજશે જેહકે, વૈકુંઠ પામશેરે લોલ. ૨૪
કે બાયે મુસ્તક મુકયો હાથકે, બાઈ દુલભીતણેરે લોલ. ૨૫
કે તેતો અવીચળ પદવી પામ્યાંકે, તરત પરછો મળ્યોરે લોલ.૨૬
કે જુવો જોવા સરખી વાતકે, આહાર સરવે તજ્યારે લોગ. ૨૭
કે કીધાં ભકતોનાં બહુ કાજકે, ઓધાર્યા નરનારીઓરે લોલ.૨૮
કે એવા જોતેશ્વર ભગવાનકે, જે કોઈ આરાધશેરે લોલ, ૨૯
કે ભજશે એક મને નીરધારકે, વૈકુંઠ પામશેરે લોલ. ૩૦
કે ગાયા ગાયા મુરજબાના ગુણકે, હેત ઉમંગથીરે લોલ. ૩૧
કે બા તુજ સેવક હરીશંકરકે, તમ શરણે નમેરે લોલ. ૩૨

## ગરબી ૨૮

સુરજબાઈ સુધામે જે ગયાંજો, ઉપર અબીલ ગુલાલ ઉડી
રહ્યાંજો. સુ.
ઘંટનાદે ઘડીયાલો ગાજતીજો, બહુ નગારા નોબત વાજતીજો. સુ.
બા પોતે પ્રભુતુલ્ય હતાંજો, સૌને અવીચળ વાણી આપતાંજો. સુ.
પોતે પવીત્રને પ્રવીણઘણાંજો, કારજ સુધાર્યા ગરીબતણાંજો. સુ.
લોકો આવેતે બાજીને પુછવાજો, દુખસુખના સમાચાર બુજ-
વાજો. સુ.
બાઈ સત્ય તો વારતા બોલતાંજો, દુખસુખના પડદા ખોલતાંજો. સુ.
બા સુખનો વીસામો તમો ગયાંજો, દુઃખ કેતાં આવી તમને
અમોજો. સુ.
બા બતાવતાં પ્રેમે કરીજો, કામ જાતાં અમારાં સુધરીજો. સુ.
બા સુખનો ભંડાર ગયાં તમોજો, કષ્ટ કોને કહીએ આવી
અમોજો. સુ.
કેમ વાર કરોછો આપ આવડીજો, હુંતો પુજુ તમારી પાવડીજો. સુ.
બા આગળ ઓછવ થયા ઘણાજો, ખુબીમાંતો નથી રહી મણાજો. સુ.
બાની ઉપર પુષ્પ ઉડયા કરેજો, સેવા કરે તેનાં કારજ સરેજો. સુ.
ગાતાં ગાતાં સરસ્વતી લાવીયાંજો, ઘણા લોક દરશનને આવી-
યાંજો. સુ.
ભજન કરી પોતે પ્રભુ ભજ્યાજો, તેતો ઉંઘ આળસ નીદ્રા તજ્યાંજો. સુ.
સંતમંડલે સમાચાર કહાવીજો, સીધપુરથી વીઠો ભગત આ-
વીયાજો. સુ.
આવી દંડવૃત કર્યાછે તેમણેજો, ભલાં ભજન કર્યાછે એમણેજો. સુ.
સંવત૧૯૪૨પોસમાસમાંજો, ભલુ ભજનકર્યું હરખહાસમાંજો. સુ.
મણીલાલ દાસસંતચરણે નમેજો, બાપુંડલ મારૂ મનકુંબમેજો. સુ.

ધન કાળકા માત વસીયા ઉપલવા માંહ્યરે જાયગા જોઇને.
માની પાસે અંબીકા રાજેછે, ત્યાં હનમાન બંતો બીરાજેછે;
બ્રહ્માનંદ શીર માજી છાજેછે. ધન. ૧
માનો બાબરીયો વીર બહુ બળીયો,ત્યાં ગોખ કરીને દંડ ધરીયો;
તેણે બ્રહ્માનંદ દેવ વશ કરીયોરે. ધન. ૨
આમ વાલમના બ્રાહ્મણ આવ્યા, સ્વામી બ્રહ્માજીને મનભાવ્યા;
ત્યાં મહાદેવજી રૂડા પધરાવ્યા. ધન. ૩
માનો ચાચરચોક બહુ રૂડો, બાએ પહેર્યો હાથે કનકચુડો;
તમે કોઈ ન કરશો મન કુડો. ધન. ૪
માના મંડપમાં સમીવૃક્ષ છે, માજી આપ બેઠા પ્રતક્ષ છે;
એતો બ્રહ્માજીને મન સત્ય છે. ધન. ૫
માના દરશન કરવા સૌ આવે, મારી માજીને તો મન ભાવે;
ત્યાં પુજા સામગ્રી સૌ લાવે. ધન. ૬
ત્યાં કદમવૃક્ષની છાયા છે, એ ઉપલેશ્વરની માયા છે;
એવા ગુણ સેવકે ગાયા છે. ધન. ૭
ત્યાં બ્રહ્મભોજન ઓછવ થાયછે, સુરજબાઈ ધુંણી મહીમાયછે;
દાસ જીવરામ ગરબો ગાયછે, ધન. ૮

---

# સુલેશ્વરી માતાના ગરબા.

## ગરબી ૧ રાગ પ્રભાત.

ધ્યાનધર ધ્યાનધર સુલેશ્વરી માતનું, જેને મુનીવર મુનીવર શીશ નામે;
ધ્યાન શીવજી ધરે વીશ્નુ સેવા કરે, માતાનો પાર બ્રહ્માન પામે ટેક.
આદ્યબ્રહ્માણી રૂદ્રાણી મહાલક્ષ્મી, વેદવિખ્યાત નવખંડ જાણી;
રિદ્ધ સિદ્ધ દાયણી કાપે પાતકહણી, માત ત્રિભુવન ધણી માતરાણી. ધ્યાન. ૨
આદ્ય જોગેશ્વરી માત ત્રીપુરેશ્વરી, આદ્ય માહેશ્વરી સુખદાઈ;
દાતાછે શક્તિ તું ભક્તને મુક્તિ દે, જાણી પોતાતણા લે નભાવી. ધ્યાન. ૩
દુષ્ટસંહારણી દૈત્યદળ મારણી, ભક્તજન તારણી સુલક્ષ માતા;
દાસ મંડલીતણી રાખ સાહ્યત ઘણી, બાળજાણી કરો સુખશાતા ધ્યા. ૪

---

## ગરબો ૨ રાગ સોલંકી.

સમે સંભુજીના સુતને આરાધું, હું તો વર્ણવીને ગુણ માતાના ગાઉં રે;
મારી સુલેશ્વરી માત. ટેક. ૧
શ્રેષ્ટનગર આ વાલમ ગામ, મુની વાલમી કે વસાવેલુ ધામ રે મા. ૨
તેના ઉગમણા દરવાજા પાસે, માતા સુલેશ્વરીનો ત્યાં વાસ રે મા. ૩
માના મંડપની રચના સારી, જોતાં દીલડું થાય સુખકારી રે. મા. ૪
માનું દેવળતે અદભુત પ્રકાશે, જાણે દેવલોકનો સ્વર્ગવાસ રે મા. ૫
માની ચાર આર ઘડી પુજા થાય, ઉત્તમ પકવાન ભોગધરાય રે મા. ૬

આનો ડંકો તે દેશ દેશ વાગે, માને પારે આવીને પાય લાગેરેમા.૭
સુલેશ્વરીમાનું ચરીત્ર સુણાવું,હું તો પ્રથમ ગાઈ સંભળાવું રે મા. ૮
પુરવદેશમાં બંગાળાપ્રાંત, તેમાંકલકત્તાશહેર વીખ્યાતરે મા. ૯
ત્યાંથી ઉત્તરદીશાએ જોજનસાત, નામે મણીપુરનગર વીખ્યાતરે
મારી. ૧૦
ત્યાંની રઇયત પ્રજા સુખકારી, રાજા ચંદ્રસેન ઘણો ગુણકારીરે
મારી. ૧૧
ચંદ્રસેનને પડે ન સુખચેન,તેનું કારણકે પેટ નહીં સંતાનરે મા. ૧૨
પુરવનું એવુંછે વરદાન, કે રાજા કરે નવવાર હોમ હવનરે મારી. ૧૩
ત્યારે પુત્રની વરધી થાય, તેવું કહી ગયાછે રૂષીરાયરે. મારી. ૧૪
હોમ એક પુરો નવ થાય, ત્યાં વસેછે અસુરરેણુંકાયરે મારી. ૧૫
તે ન કરવાદે પુરાં હોમજગ્ય, જો કરે તો આવી પડે વીઘ્નરે મા. ૧૬
ચંદ્રસેને ધર્યુંછે માનું ધ્યાન, ખરા દીલથી સાંભળીયું કાનરે મા. ૧૭
ત્યારે માજીએ દીધું તેને સ્વપ્નું, હોમ કર્યા પછી થશે તારૂં સારૂંરે
મારી. ૧૮
રાજાએ કરી ત્યાં હોમની તૈયારી, મોટા રૂષી તેડાવ્યા આચારીરે
મારી. ૧૯
અસુર થયા ત્યાં તૈયાર, વિઘન કરવાને હાથ લીધાં હથીયારરે મા. ૨૦
માજીએ સાંભળી રાજાની અર્જ ભારી,ત્યારે અસુર થયા છે અંધ
કારીરે મારી. ૨૧
માએ વાઘ ઉપર કીધી અસ્વારી, ત્યાંથી નાઠા અસુર જીવ લઈરે
મારી. ૨૨
વાઘે ભરી છે એક મોટી ફાળ, અસુર સરવેનો કીધોછે કાળરે મા. ૨૩
નીરભયથી કર્યો છે પુરો યગ્ન, રાજા ચંદ્રસેન પામ્યો પુત્ર તર્તરે. મા.૨૪
રાજા આવ્યો ગુજરાત માને ઠામ, પાટણવાડામાં વાલમ ગામરે
મારી. ૨૫

રાજાએ કીધાં છે માજીનાં દરશન, તેથી થયું છે દેહનું કલ્યાણરે મા. ૨૬
માયે બીજો તે પરચો બતાવ્યો, જનુંબાયે તે હાથીયો રોકાવ્યોરે મારી. ૨૭
જનુબાયે તે ખોટું કામ કીધું, તેનું કોગળીયે કાટલું કીધુંરે મા. ૨૮
છોકરાં છૈયાંને નરનારી, જનુબા થયો છે દુખકારીરે મારી. ૨૯
જનુંબા ઘણું દુઃખ પામ્યો, તેતો માજીને આવીને પાય લાગ્યોરે મારી. ૩૦
હાથીઓ ઠાકું જોડાવ્યું નીરધાર, ત્યારે સુખી થયો એણીવારરે મા. ૩૧
માયે ફરીને પરચો બતાવ્યો, ચૈતર વદ ૧૦નો હાથીયો રોકાવ્યોરે મારી. ૩૨
માયે સ્વપ્નું આપ્યું છે નીરધાર, બીજે દીવસે જોડાવ્યો તેણી વારરે મારી. ૩૩
બંધ રખાવાવાળો પામ્યોદુઃખ, હાથીયો જોડાવ્યા કેડે થયું સુખરે મારી. ૩૪
ગરબો ગાનાર ભકતદાસ તારો, તેને ભવસાગરથી તારોને મારી. ૩૫
માજી ભુલચુકની કરજો માફી, સરવે દુઃખડાં નાંખજો કાપીરે મા. ૩૬
સંવત ૧૯૫૮ની સાલ, જુની નકલથી થયું છે તૈયારરે મારી. ૩૭

---

ગરબી ૩ રાગ માઢ.

સુલેશ્વરી માડી વાલમવાળી, મહેર કરો મંમાય. (૨) વાર.

સાખી.

વાલમ મધે વાલમ તારો છે, મંમાયા નીરધાર;
સેવકજનપર મહેર કરીને, શરણે રાખો આવારરે. સુલે. ૨
મુગટ માને સીરપર સોહીયે, શોભાનો નહીં પાર;

માજી તારા પારે આવ્યા, ઉતારજો ભવપારરે. સુલે. ૩
વાઘતણી અસ્વારી માને, શોભાતો બહુ થાય;
શણુગારતણી શોભા કહું, વરણવી નહી વરણાયરે. સુલે. ૪
ગળે દુપીચો દામણી સોહીયે, અકોટીને ડુલ;
પાયે ઝાંઝર અણુવટ વીંછવા, દશે આંગળીયે ફૂલરે સુલે. ૬
ચૈતરવદ છઠે શેર–શેરે, ખીચડો ત્યાં બફાય;
પલ્લીતણી જયજ બોલી, સુલેશ્વરીએ જાયરે સુલે. ૭
ચૈતરવદ સાતમને દીને, ફૂલ વેહેચામણી થાય;
પટેલ તો ચોપાડીયે બેસે, માલી વેંચી જાયરે સૂલે. ૮
અષ્ટમીયે તો ચોપાડીયે, નાયક રમે સાર;
સરવે લોકો જોવા આવે, ચોપાડીયે નરનારરે સુલે. ૯
નવમીયે તો ડેગમારે, પેંપર તળે જાણુ;
રાત્રે તો હાથીયો ઠાઠું, જોડાય છે નીરવાણુરે. સુલે. ૧૦
નુમદશમના હાથીયારે, આનંદ ઓછવ થાય;
સુલેશ્વરી માતાતણો, બોલો જયજયકારરે. સુલે. ૧૧
આસો માસે નવરાત્રીયે, મેળો ત્યાં ભરાય;
અષ્ટમીયે તો હુવન થાયછે, ગામ મળી કરનારરે. સુલે. ૧૨
તરૂણ મંડળીતણી માતા, તમો પુરજો આશ;
ભુલચુકની માફી આપો, ઉતારજો ભવપારરે. સુલે. ૧૩
સંવત ૧૯૫૮ સાલે, અનેજ ચૈતરમાસ;
વદ ૧૪ ને મંગળવારે. ગરબી જોડી સારરે. સુલે. ૧૪
જોડનાર છે સેવક તારા, મંમાયા નીરધાર;
મંડળીતણી પુરજો આશા, ઉતારજો ભવપારરે. સુલે. ૧૫

## ગરબી ૪ રાગ લાવણી.

ધન્યધન્ય સુલેશ્વરી માડી, મેં તો જોયુ નજરે ભાળી;
એ બે દરવાજાવાળી, મેં કર્યાં દરશન.
જેની શોભાનો નહીં પાર, દરશન કરે નરને નાર;
દીસે માડી ભયંકર, હું થયો પરસન.
સૌ જાએ સુલેશ્વરીને દેરે, લોકો શ્રીફલ વધેરે;
માતા શણગાર પહેરે, શોભા છે રૂડી.
મંમાયા રૂપે ભારી, જગતની દીનદયાળી;
કંઠે ગજરા નાકે વાળી, એને હાથે ચુડી.
હું જોવા ગયો ચાલી, માજી ઉભાં ખડક ઝાલી;
એને હાંસડી તુલસી ઘાલી, પહેર્યાં ચીર ચોળી.
સહુ જોવા જાએ સાથે, ઘુઘરી પોંચી બાંધી હાથે;
શોભે મુગટ માથે, એવી સુલેશ્વરી ભોળી.
માને શણગાર જડ્યાછે, પુઠે તકતા જડ્યાછે;
દ્વાર પીતલે મઢ્યાછે, દેવી છે સનમુખ.
જોતાં અકલ થઇ જાય ગાંડી, મેં જોયું નજરે માંડી;
અંદર લટકેછે હાંડી, બહાર એક જમરૂખ.
ત્યાં થાય ઘંટ ઘમકો, માનો વાગે ઝાંઝર ઝમકો;
ત્યાં ભક્ત કરેછે ઠમકો, સૌ સેવક નાચે.
ઘણા ભક્ત ધરતા ધ્યાન, વંઝા માગેછે સંતાન;
ગુનેગાર પકડે કાન, અને થૈ થૈ નાચે.
ત્યાં ભક્ત ઘણા ફરે, આખો દીન ચોકી કરે;
ખુબ રીતે પેરો ભરે, આખી રાત જાગે.

હું મંમાયાને માનું, એનું નથી કાંઇ છાનું:
માના સામું નગારખાનું, ત્યાં ઘંટ વાગે.
ઉપર શીખર છે ઠેઠ, સેવક બેસેછે હેઠ;
સાંજ પડે થાય ભેટ, ત્યાં આરતી કરેછે.
રવીવારે થોકાથોક, દરશન કરે ટળે શોક;
સાંજે જાય સેવકલોક, તે ત્યાં ઉભા રહેછે.
વાલમ સારૂં છે શહેર, મંમાયા કરજો મહેર;
સૌને થાય લીલાલહેર, એટલુંજ માગું.
પુજારી હરગોવીંદ આદીતરામ, જીલે અમદાવાદ મુકામ;
નાગર હવેલીમાં ઠામ, માત પાયે લાગું.
સંવત ૧૯૫૭ની સાલ, શ્રાવણ શુદ ૧૪ રવીવાર;
જોડનાર મંડળી સાર, માતા પાયે લાગું.

દોહરા.

વાલમ ગામ છે બહુ સારૂ, જોવા આવો સાર;
સુલેશ્વરી માતાતણો, બોલો જયજયકાર.

---

ગરબી ૫ રાગ બનઝારા.

જય જય સુલેશ્વરી માત, તારો પડચો પડચો છે સાક્ષાત;
વાલમ ગામમાં તારો ધામ, સુલેશ્વરી કરીયે પ્રણામ;
જેની શોભાનો નહી પાર. જય૦ ૧
માની વાઘતણી અસ્વારી, જોવા આવેછે નરને નારી;
જેના મંડપનો બહુ ઠાઠ. જય૦ ૨

માનો ધામ અતી વીશાળ, પ્રથમ ભણુતી હતી નીશાળ;
દેવીતણો બહુ મહીમાય. જય૦ ૩

મોર મુગટ જેને માથે, બાજુબંધ બાંધ્યા છે હાથે;
કોટે દામણી અકોટી સાર. જય૦ ૪

માની બાજુમાં દેવળ, હનુમંત વીધાત્રા મહાદેવ;
જોડે અંબેને બહુચર માત. જય૦ ૫

માને નેપુરનો ઝણકાર, કડાં સાંકળાંનો નહીં પાર;
નાકે નથની સોહીયે સાર. જય૦ ૬

આસો માસે મેળો ભરાય, નવરાત્રીયે ખુબી થાય;
જેના તેજતણો નહીં પાર. જય૦ ૭

પુજારી હરગોવીંદ આદીતરામ, વાલમગામમાંહે મુકામ:
એના વંશનો વધજો વીસ્તાર. જય૦ ૮

સંવત ૧૯૫૮ની સાલ, માહા શુદ ૧૧ને મંગળવાર;
જોડનાર તારો છે દાસ. જય૦ ૯

ભુલચુકની આપજો માફી, સરવે દુઃખડાં નાંખજો કાપી;
જોઇએ તેવો આપજો લાભ. જય૦ ૧૦

ઇચ્છું તમ દરશનનો પ્યાર, દુઃખ કાપવા થાજો તૈયાર;
તમે ઉતારજો ભવપાર. જય૦ ૧૧

---

ગરબી ૬ રાગ કલ્યાણ.

શ્રી સૂલેશ્વરી, મમ માત છો ખરી;
વીનતી દાસની સૂણીને, અર્જ ઉર ધરી.
વાલમ મધે વાલમ તમારો, મંડાવ્યા નીરધાર;
સેવક જનપર મહેર કરીને, રાખો અપરંપાર. શ્રી૦ ૧

ખડગધારણી ત્રીશુળધારણી, આદ્યશક્તિનું આજ;
ભવદુઃખહરણી માતુ મારી, કરજે કુશળ કલ્યાણ. શ્રી૦ ૨
સીંહપર સ્વારી છે તારી, દેવી તું છે દયાળ;
વારંવાર નમું હું તુજને, કરજોડી બેઉ હાથ. શ્રી૦ ૩
હાથે બાજુબંધ બેરખી, ગળે એકાવળ હાર;
કોટે દામણી હુંપીયો સોહીયે, શોભાનો નહીપાર. શ્રી૦ ૪
માતું મારી અદભુત શોભે, દેખી કંપે કાય;
દરશન કરે કપટ રાખી, સફલ કામ નહી થાય. શ્રી૦ ૫
સંવત ૧૯૫૭ની સાલે, અધીક શ્રાવણ માસ;
શુદ ૧૪ને મંગળવારે, ગરબી જોડી સાર. શ્રી૦ ૬
કરજોડીને કહે મંડલી, ઉતારજો ભવપાર;
સુલેશ્વરી માતાતણો, બોલો જયજયકાર, શ્રી૦ ૭

---

## ગરબી ૭ રાગ ધનાશ્રી.

વંદુ હું વારંવાર, સુલેશ્વરી વંદુ હું વારંવાર;
ભક્તાને માજી શરણે રાખો, ખુશી કરો અપરંપાર. સુ૦ ૧
શરણુ રહીને સેવા કરીશું, ભક્તિ ન ભુલું લગાર. સૂ૦ ૨
ભક્તિથી અમે ભવ તરીશું, માઇ એટલુ લાવજો પ્યાર. સું૦ ૩
સજનો તમે સૂલેશ્વરીને ભજશો, તો જાશો સ્વર્ગમોઝાર. સૂ૦ ૪
જે નર સુલેશ્વરીને ભજશે, તેનાં પાપ જનમનાં જાય. સુ૦ ૫

---

## ગરબી ૮

ધણું આપે આરાસુરી રાયરે અંબીકા દેવીરે એ રાગ.

પ્રથમ સમરૂ હુ ગણપતી દેવરે, ભારતી આરાધુરે;

ખરૂં ગરબો ગાવાને અભીલાખ, તેથી વાણી માગુ રે. ૧
માત મુલેશ્વરી મહીમાયરે, કહુ હું તો આજેરે;
તેમાં મુંજને તું શુદ્ધમતી આપ, માતુ શીરતાજેરે. ૨
ઓગણીસો વરસથી માતરે, વાસ અહીં કીધોરે;
કરી પાવન વાલમ ગામ, ખુનીને દંડ દીધોરે. ૩
અન્ય દુષ્ટને પણ દંડરે, માત તેં તો દીધોરે;
કરી ભકતજનપર ઘણી મહેર, તેઓને સુખી કીધોરે. ૪
કરી માત તમારી સેવરે, તેણુ સૂખ લીધુંરેઃ
જાણો જગમાં જનમીયો તેહ, સારથક કીધુંરે. ૫
મેળા તુંજ દેવલ કેરી માંહેરે, માજી મારી થાયરે;
ચૈતરને આશ્વિન માસ, ગુણ સહું ગાયરે. ૬
જુઓ ચૈતર વદ છઠરે, ઠઠ થઇ જાયરે;
રાત્રે દરશન અર્થે લોક, મંડપમાં જાયરે, ૭
પછી સાતમ કેરે દીનરે. ફૂલો વેહેંચાયરે;
હાથીઆની તૈયારીયો માત, આઠમદીને થાયરે. ૮
પછી નોમ દશમની રાતરે, શોભા સારીરે;
હાથીયો ઠાઠ જોડાય, જાઉ બલીહારીરે. ૯
અડધી રાત પછીથી તેહરે, ગામ બહાર જાયરે;
ઉત્તર ભાગોળે દોડે ખુબ, ખુબી તો થાયરે. ૧૦
મળે નરનાર જોવા હાજરે, હરશઘેલાં થાયરે;
પરોઢીયા પહેલા લોક, ઘેર આવી જાયરે. ૧૧
આમ ચૈતરમાં મેળા થાયરે, કહ્યું તેતો પુરૂંરે;
હવે આસોનો કહુ મહીમાય, રહ્યું છે અધુરૂંરે. ૧૨

આંસો સુદ પાંચમથી ઠઠરે, મેળા ભરાયરે;
નરનારી મળે સહુ લોક, માના ગુણ ગાયરે. ૧૩
એમ અષ્ટમી સુધી થાયરે, ખુબી જોવા જેવીરે;
વળી આઠમ કેરે દીન, યજ્ઞ થાય એવીરે. ૧૪
નવમીના દીનની માંયરે, ઘણો મેળો થાયરે;
વીજ્યાદસમી કેરે દીન. ખુબ ખુબી થાયરે. ૧૫
એમ આસોનો થાય મહીમાયરે, થાય નીરધારરે;
નામુ પ્રીતે સુલેશ્વરી માત, શોભાનો નહિપારરે. ૧૬
માથે મુગટ ધરીયો માતરે, કાને કુંડળ ઓપેરે;
ભાલે તીલકનો ચળકાટ, ચુંદડી શોભેરે. ૧૭
કંઠે મુક્તાફળનો હારરે, છાજી રહ્યો માજીરે;
પગે પાવડીયોને પુર, તેતો રહ્યાં ગાજીરે. ૧૮
હવે હરગોવીંદ તારી સેવરે, કરીને ધ્યાન ધરતારે;
રોજ પુજા કરી મા તેહ, મગ્ન થઈ ફરતારે. ૧૯
સુલધારી સૂલેશ્વરી માતરે, હું તુજ દાસરે;
કૃપા કરો કહેછે એમ, ગૌરીશંકર વ્યાસરે. ૨૦

---

ગરબી. ૯

ખરનીપેઠ પોતે ખાવુરે, ખુટલને ધન શા ખપનું—એ રાગ.

નમન કરૂં સૂલેશ્વરી માત, વાસ કીધોછે વાલમમાં;
ઉદ્ધાર ભકતોનાં કરવા કાજ, પ્રગટ થયા મા આલમમાં.
કરે કરજોડી વીનતી આ દાસ, થાશું હું તુજ આ સ્થળમાં;

કથવા તુજ વરણુન ચહુ માત, આજ વીનતી આ સ્થળમાં.
તું કૃપાળુ જગની ત્રાતા માત, ભકતતારણુ તું ભકતતણી;
ઓગણીસો વરસથી કીધો વાસ, વાલમપર કરી મહેર ઘણી.
આશરે કહુછું તે હુ માત, કંઈક કારણો આધારે;
સંવત તેરત્રેપનની સાલ, વિક્રમરાજાની જ્યારે.
અલ્લાઉદ્દીન ખુની આ ઠાર, આવ્યો હતો તેવારે;
તેણે જે જે કરીયા જુલમીકાજ, નીશાની તેછે આહારે.
કર્યું ખંડીત કૃષ્નમંદીરને માત, તથા તમારા દેવળમાં;
ફરતાં પુતળાં જેછે પાછળનાં, તે દેખાયે એ પળનાં.
કાળંચાધોળીયાને પણ માત, ખંડીત કરીયાં તેજ સમે;
તે આધારે કહુછું માત, તે પહેલાં વસીયાંજ તમે.
અલ્લાઉદ્દીન ખુનીનો નાશ, કરાવી પોતે મુક્તિથકી;
બાળી બહુચરમાતાની પાસ, ક્રોધ કરીને નેનનકી.
તું દુષ્ટોને દમનારી માત, હાથ ધર્યું ત્રીશુલ ખરૂં;
તેથી તુંજ નામ શુલેશ્વરી માત, વરણુન અતી હું શું કરૂ.
તુજ કૃપાવડે સુલેશ્વરી માત, પંગુ ગીરી ઉપર ચઢે;
આંધળા દેખતા થાયે માત, નીરધનજનને ધન મળે.
મુગા બોલતા જાયે રૂડીપેર, મુરખજન ડાયો થાયે;
વાંજીયાં પુત્ર પામીને લહેર, કરતાં તારાં ગુણુ ગાયે.
તું દુષ્ટોને દમનારી માત, હાથ ધર્યું ત્રીસુળ ખરૂં;
તેથી તુંજ નામ સુલેશ્વરી માત, વરણુન સતી હું શું કરૂં,
સંવત ૧૯૬૨ની સાલ, કૃષ્ણપક્ષ શ્રાવણુ માસે;
વદ દશમને મંગળવાર, ગરબી જોડી સાંજ સમે.

જોડનાર છે તારો દાસ, મહીવાડામાં રહેછે તેહ;
દયારામનો કહીયે સુત, પ્રલ્હાદ નામે ઓળખાય જેહ.
અટક પોતાની જોશી છે, દેવીને ભજનારો દાસ;
કરજોડીને કહે છે તે, ચરણકમળમાં રાખો પાસ.

---

## ગરબી. ૧૦

પુજું ગણપતીનેપાય,કહું સુલેશ્વરી મહીમાય,સહાયથાજોનેશારદારે;
વાલમ મધે તારો વાસ, એમ કહે તુજ દાસ, કામ પુરણ મારૂં કરોરે.
વાઘ ઉપર અસ્વાર, લીધી ઢાલ તરવાર, માજી દાનવોને મારવારે;
સજ્યા સોલશણગાર, વાગે મૃદંગ તાલ, ઓછવ થાય અતી ઘણારે.
માના પરચા અનેક, ધ્યાન દઇ રાખે જે ટેક, કામ સફલ તેના કરેરે;
માના રૂપનો નહીં પાર, બેઠા સજી શણગાર, અને ત્રીશુલ હાથે ધર્યુંરે.
મેળો ભરાય આસોમાસ, જોવા કેરો બહુ ઠાઠ, નવરાત્રી કેરે દીનમાંરે;
પાંચમથીઆઠમસુધીથાય,જોવાઆવેનરનાર,ગુણતારાસહુગાયછેરે.
અષ્ટમીએતોહવનથાય,ઘરોઘરઓચ્છવથાય,માનાપારેસહુઆવતારે
નવમીએ ભરાય ખંડ, પરચો નવે તે ખંડ, ત્યાં ભેટ સહુ લાવતારે;
માસ ચૈતરનો મહીમાય,કરૂ તેનો વીસ્તાર,દાસજાણી પાર ઉતારજોરે;
જુઓ ચૈતરવદનીછઠ,મેળોભરાય ત્યાંઠઠ, દરશનકરવામાટેઆવતારે;
ચૈતરવદનીસાતમથાય,માળીફૂલવેંચીજાય,પછે લચોપાટીયેબેસતારે
વળી ચોપાડીયે નીરધાર, નાયક રમે તે ઠાર,આઠમ કેરા દીનમાંરે;
નોમ દશમનો દીન થાય,હાથીઓડાકુ જોડાય,સૂલેશ્વરી માતાતણુંરે;
જોડનાર તુંજ દાસ, રહે છે વીશનગરની પાસ, પ્રસીધવાલમગામછેરે
સંવત૧૯૧૨ ની સાલ,કૃષ્ણ પક્ષ બુધવાર,માસ શ્રાવણ ગાજી રહોરે.

કહે છે કરજોડી દાસ, નામ પ્રલ્હાદ છે ખાસ, ગરબો મુંબાઈ મધે કર્યો રે.

---

## ગરબી. ૧૧ આરાસુરનીરે અંબા—એ રાગ.

છોગાળી મારી સુલેશ્વરીએ જઈએ, મનની તે વાતો માજીને કહીયે;
છોગાળી. ૧
આદીતવારે મા આનંદમાંરહીયે, શુલઈમાતાના ગુણુજ ગાઈયે;
તમારા છોરૂ માજી અમે જઈએ, છોગાળી. ૨
સોમવારે સહાય થાજો માજી, મુખડું જોઈહુતો થાઉ રાજી;
દુનીઆંની જુઠી છે બાજી, છોગાળી. ૩
મંગલે મહેર કરો માડી, આવે સહુ દરશને દહાડી;
નવરાત્રીમાં આવે નરનારી, છોગાળી. ૪
બુધવારે બુધી સારી આપો, સંસારમાં થીર કરીને થાપો;
સેવકોનાં મા દુઃખજ કાપો, છોગાળી. ૫
ગુરૂવારે ગોખ રૂડો ભાળી, મોહુરે મન માજીને ન્યાળી;
આપ છો માજી બાળા સ્વરૂપવાળી, છોગાળી. ૬
શુકરવારે સાંભળજો અરજી, હોયે માજી જો તમ મરજી,
દુનીઆં આ છે સહુ ગરજી, છોગાળી. ૭
શનીવારે સહાય કરોમાતા, ગુણ તારા મા નીતનીત ગાતા;
પારે આવ્યા પાછા અમે જાતા. છોગાળી. ૮
સાતેવાર જીવરામે ગાયા, મોટીછેરે માજીની માયા;
સેવક સરવે દરશને ધાયા. છોગાળી. ૯

---

## ગરબી. ૧૨ આરાસુરનીરે અંબા—એ રાગ.

વીખ્યાતપુરમાંરે માતા, સુલેશ્વરીના ગુણુજ ગાતા;
ઉગમણેરે દરવાજે ચઢીયે, મુખડાં જોઈમાને દંડવત પડીયે.
ચાચર ચોકરે રૂડો, માજી પહેરે કનકનો ચુડો;
વેસરવાળીરે સારી, આંખ આંજી છે માથે અણીયાળી.
મુગટ મણીથીરે જડીયા, હીરા માણેક વચમાં મડીયા;
ચોટલો દીસેછેરે કાળો, કોટે ઘરેણાંને ગળચુવો સારો.
ચુંદડી પહેરીરે રાતી, હીંડે મારી સુલેશ્વરી મદમાતી;
ચોળી દીસેરે લીલી, જરી બુટાને માંહે ભાતજ પીળી.
ટીલડી શોભેરે રૂડી, ખળકે હાથે કંકણ ચુડી;
બાંહે બાજુબંધરે બાંધ્યાં, કડલાં કોબી શોભે સારાં.
પાયે વાગે વીંછુવા રૂડા, પહેર્યા માએ પુલપુલ તોરા;
પાવડીની પુજારે કરીયે, સુલેઈનું ધ્યાન રૂદે ધરીયે.
મંડપની બાજુમાં ફરતા વંડા, બજરંગના હાથમાંછે ડંડા;
દરવાજે પાછળનોરે નાનો, એતો ગામભણી જવાનો.
રચના દીઠીરે એવી, સનમુખ બેઠાં બહુચર દેવી;
મહાદેવ દીઠારે ભોળા, અંગે ચઢે માને કુલના તોરા.
પ્રક્રમા કરીનેરે આવ્યા, સનમુખ રહીને શીશ નમાવ્યા;
ઉત્તર દીશાએછે બારી, બાજુમાં છે કુઇ એક ખારી.
દક્ષિણ દીશાએરે પડાળી, ઓરડી સામાસામી બે બાળી;
હરગોવન પુજારી જેવા, માજીની તો કરતા સેવા.
નવરાત્રી રૂડીરે આવે, ઘંટ વાગેને ગરબા ગાયે;

નાગરનર ઉત્તમરે નારી, ગામના લોક આવે બહુભારી.
દર્શન કરવાને કાજે, માજી મારાં વાલમમાં બીરાજે;
નવરાત્રીમાંરે ગઢ વાગે, જોવા આવે સહુ માની આગે.
પાંચમથી આઠમને દહાડે, ગામ મળી આવે માજીનાપારે;
મંડપ દીસેછે રૂડો, માજી સહુની આશા પુરો.
હું છું અજ્ઞાની દાસ તારો, વાલમમાં વાસ છે મારો;
ચુનીલાલનેરે ભવતારો, જોસીઓની પોળમાં રહેનારો.

---

ગરબી. ૧૩ રાગ કલ્યાણ.

જય જય સુલેશ્વરી, તું જગત ઈશ્વરી;
હમ ઊપર કૃપા કરો મા કહુ છું કરગરી.
સરસ્વતી પ્રણામ કરૂંને, ગણપત લાગુ પાય;
ગુણ ગાઉં મા અંબે તારા, કરોને મુંજને સહાય. જય૦ ૧
વાલમ ગામ નગર માતાનું, વસવા કેરૂ ઠામ;
ઇચ્છે તેવાં પુરણ કરે છે, મા તુ મારાં કામ. જય૦ ૨
ધામ રૂડો સુખ ઊગમણો છે, માજી કેરો વાસ;
દરશન કરવા ભાવ ધરીને, ભકતો આવે પાસ. જય૦ ૩
આશ્વીન માસે નવરાત્રીયે, માનો મેળો થાય;
દરસન માના કરવા માટે, ગામ મળીને જાય. જય૦ ૪
પંચમીયેથી હરહમેશાં, આઠમની પર્યંત;
માજી આગળ વાજુ વાગે, જોતાં ઉપજે ખંત. જય૦ ૫
એ વાજુ વાગે છે દેસી, હાથ બનાવટ એહ;

કોણુ જાણે એ કથા વખતથી, વાત બની છે તેહ. જય૦ ૬
અષ્ટમીએ મા હવન થાય છે, ગામ મળી કરનાર;
તે દહાડેથી છેલા મેળાનો, છે મોટો વીસ્તાર. જય૦ ૭
નવમીએ નવેદ ધરાવે, સહુકો પુરે ખંડ;
માના દેવળની પછવાડે, ચોફેર છે વંડ. જય૦ ૮
સીંહ કેરી મા અસ્વારી છે, દામણી સોભે ભાળ;
ફલાં ઠાંબી ચાંલ્લો ચુડી, ટપકું કીધું ગાલ. જય. ૯
માજીનાં દરશન કરીને, આવ્યો ગામની બીચ;
ત્યાં મંડપ રચના સારી ભાળી, માણુસની છે કીચ. જય. ૧૦
મંડપ રચના નવરાત્રીએ, નાગર ચોરે થાય;
ખાંતીલા જંન ખંત કરીને, ગરબા રૂડા ગાય, જય૦ ૧૧
ભવાનીશંકર સેવક તારો, જોડે છે જીવરામ;
માતાના પુજારી રૂડા, હરગોવીંદ છે નામ. જય૦ ૧૨
એ જંન રૂડી ખંત કરીને, મંડપ રચના સાર;
નરનારીઓને જોવા માટે, સારી કરે છે બાર. જય૦ ૧૩
વીનંતી મારી ઉર ઉતારી, માજી કરજો મહેર;
મણીલાલ તો નમન કરે છે, કરજો લીલા લહેર. જય૦ ૧૪

---

ગરબી. ૧૪ ધન કાળકા માત, વસીયાં પાવાગઢ
માંહીરે જાયગા જોઇને—એ રાગ.

ધન સુલઇ મા વસીઆં વાલમમાંહીરે, જાયગા જોઇને.
મા ગુજરાતમાં છે તારો ધામ, પાટણુવાડામાં વાલમગામ;

અમે સુલેશ્વરી કરીયે પ્રણામ. ધન૦ ૧
માના મંડપની રચનાસારી, ઉત્તર દીશાએ છે બારી;
તેની જોડે કુઈ એક છે ખારી. ધન૦ ૨
મા સરવે ચોફેર ફરતા ફેરી, દક્ષિણે હનુમંતની દેરી;
જોડે વીધાત્રા જટાધારી. ધન૦ ૩
જોડે અંબે આરાસુરી, બહુચરે તો આશા પુરી;
ફેરી ફર્યો નથી રહી અધુરી. ધન૦ ૪
ફેરીફરી ચાચરમાં આવ્યા, સનમુખ આવીને શીશ નમાવ્યા;
ફુલ લઇને માને વધાવ્યા. ધન૦ ૫
મૈયા ત્રીસુલ તેં લીધુ હાથ, ગરબે રમતા સૌપર સાથ;
ભવપાર ઉતારો ભોળાનાથ. ધન૦ ૬
તારી ચારે બાજુએછે વંડ, બજરંગે હાથ લીધો ડંડ;
તારો પરચો ચાલે નવે ખંડ. ધન૦ ૭
નવરાત્રીયે શોભા સારી, ગરબા ગાય ત્યાં નરનારી;
તેનાં દીલડાં થાય સુખકારી. ધન૦ ૮
માને ગળે ટુપીઓ સોહીયે દામણી,માને અસ્વારીછેવાધતણી;
ભવનાં પાપ કાપો ભવહરણીરે. ધન૦ ૯
પહેર્યો ગળે એકાવનહાર, જેના તેજનણો નહી કાંઇપાર;
ઓડી માએ ચુંદડીલાલ. ધન૦ ૧૦
આસોએ મેલો ભરાયે, અષ્ટમીએ તો હવન થાયે;
ત્યાંથી ચુંદડી તો હોમાયે. ધન૦ ૧૧
જોડનાર છે દાસ તારો, તેને તમે ભવપાર ઉતારો;
દૈત્યતણો સંહાર કરોરે ધન૦ ૧૨

## ગરબી. ૧૫ રાગ સોલંકી.

શામે શંભુજીના સુતને આરાધું,
હુંતો વર્ણવીને ગુણ માતાના ગાઉંરે.
મારી સુલેશ્વરી માત. ૧
દેશ ગુજરાતમાં તમારો ધાંમ,
પાટણવાડામાં વાલમ ગામરે. મારી૦ ૨
માને સીંહતણી છે અસ્વારી,
માના રૂપને જાઉં વારીવારીરે. મારી૦ ૩
કેડે દામણી ગળચુવો ફુલ,
દશ આંગળીયે માયે પહેર્યાં ફૂલરે. મારી૦ ૪
કાને કુંડળ મુગટ મણીથીરે જડીયા,
હીરામાણેક વચમાં મઢીયારે. મારી૦ ૫
માના મંડપની રચના રૂડી,
કર મધે કનકની ચુડીરે. મારી૦ ૬
પાયે નેપુરના ઝણકાર,
ગળે નાંખ્યો એકાવળહારરે. મારી૦ ૭
માની અખંડ જ્યોત પ્રકાશ,
જાણું દેવલોકનો સ્વર્ગવાસરે. મારી૦ ૮
ઓઢી ચુંદડીને ચોળી પહેરી લાલ,
રૂડી ટીલડી કરી કપાલરે. મારી૦ ૯
જડી દંત ઉપર રેખનો પ્રકાશ,
તેજ થાય જાણું વીજળી આકાશરે. મારી૦ ૧૦
માની શોભા તે ઇંદ્રના જેવી,

આર જુગમાં સુલેશ્વરી દેવીરે. મારી૦ ૧૧
માને કંઠે તે પુષ્પના હાર,
હાથ ધર્યું ત્રીસૂલ ઢાલ તલવારરે. મારી૦ ૧૨
શીશ ઉપર ચોટલો કાળો,
કંઠે મુકતાફળની માળારે. મારી૦ ૧૩
શણુગાર ધરી બેઠા વીજ્યાપુર રાણી,
ત્રણ લોકમાં સુલેશ્વરી જાણીરે. મારી૦ ૧૪
નવે ખંડમાં સુલેશ્વરી ધન,
નપુંશકને આપ્યુ પુરશાતનરે. મારી૦ ૧૫
સુલેશ્વરી બેઠાં સજીને શણુગાર,
ત્યાં ચોર આવ્યા બેચારરે. મારી૦ ૧૬
ચોરતણું ત્યાં મન લોભાણું,
એવું સુલેશ્વરીએ જાણ્યુંરે. મારી૦ ૧૭
શણુગાર લઈને તે નાઠા ચોર,
આંખે સુજે નહીં થયું અંધારૂ ઘોરરે. મારી૦ ૧૮
વાઘે ભરીતે મોટી એક ફાળ,
ચોરોતણો તો માએ આણ્યો કાળરે. મારી૦ ૧૯
એક ચોર માર્યો નથી રહી શુદ્ધ,
બીજા થયા ઘોડાને ઉંટરે. મારી૦ ૨૦
બે પથ્થર થઈ પડયા જાંહી,
લોહીની નીશાની દરવાજા માંહીરે. મારી. ૨૧
એ નીશાની રહી જોવા જેવી,
કામ કર્યું એવું સુલેશ્વરી દેવીરે. મારી. ૨૨

સોની વડનગરાનું નામ મોતીરામ,
તેનાં ધાર્યાં કર્યાં તમોએ કામરે. મારી. ૨૩
તેને પડે નહીં સુખ ચેન,
તેનું કારણ કે પેટ નહીં સંતાનરે. મારી. ૨૪
માની સોની રાખી બેઠોછે ટેક,
તેને પુત્ર આપ્યો માજીએ એકરે. મારી. ૨૫
પ્રથમ વધામણાં માતામાં દીધાં,
ત્યારપછી ઘરમધ્યે કીધાંરે. મારી. ૨૬
એક આંધળો આવ્યા માને પાસે,
તેને લાંઘણ કરી છે બે ચારરે. મારી. ૨૭
તેને દેખતો કરીને મોકલ્યો ઘેર,
ત્યારપછી થઇ લીલાલહેરરે. મારી. ૨૮
એક અપંગને આપ્યા તેં પાય,
તે ગુણ તારા ગાતો ઘેર જાયરે. મારી. ૨૯
કઇક રોગીનાંતે મટાડયાં તેં દર્દ,
નવખંડમાં તે રાખ્યું બર્દરે. મારી. ૩૦
ગરબો ગાનાર છે દાસ તારો,
તેને ભવસાગરથી તારોરે. મારી. ૩૧
સંવત ૧૯૫૯ ની સાલે,
કારતક શુદ ૧૦ ને સોમવારે. મારી. ૩૨

ગરબો ૧૬. રાગ લાવણી.

મારી અરજ સુણો અંબે મા બહુચરવાળી,
સુરેશ્વરી મોરી માત કરો રખવાળી;

માનું તજ આવ્યા ઈંદ્રનું ઈંદ્રાસન,
સેવા કરવા સારૂ સોંપ્યું તન મન ધન;
માને ગળે દુ'પીયો સોહીયે અકોટી ફુલ,
કોટે નાંખ્યો એકાવળહાર આંગળીયે ફુલ;
હાથે કડાં સાંકળાં સોહીયે નાકમાં વાળી,
તુમ સદા સલામત રહો વીખ્યાતપુરવાળી. ૧
માથે પહેર્યો મુગટ કાને કુંડળ સોહીયે,
બની શોભા અપરંપાર નીરખી મન મોહીયે;
દામણી કપાળે પહેરી અમર સાડી,
સેવકો આવેછે દરશને દહાડી દહાડી;
ચઢી વાઘ ઉપર બેઠી ખપરવાળી. તુમ. ૨
પાયે ઝાંઝરનો ઝમકાર શોભા છે રૂડી,
માથે ટીલડી દીધી કપાળ કનકની ચુડી;
માની અખંડજોત પ્રકાશ અંબીકા જેવી,
ચાર જુગમાં પ્રખ્યાત સુલેશ્વરી દેવી;
મારી આશ પુરો મંમાયા ખપરવાળી. તુમ. ૩
હાથ લીધા ઢાલ તરવાર હુંસતો શોભે,
બની શોભા અપરંપાર જોવા મન લોભે;
માનો ઠાઠ બનેછે નવરાત્રીમાં ભારી,
માના રૂપ ગુણને જાઉં વારંવારી;
તું જગની પ્રતીપાળ દીનદયાળી, તુમ. ૪
તું નીરધનીયાની આધાર, ગરીબડી બેલી,
ગરબે રમે બેન ચાર, અંબા અલબેલી.
દેવી દાનવોને મહા દુખ તેં દીધાં,

તેનાં છેદી મુસ્તક બહુ રૂધીરપાન પીધાં;
ગા રહેછે શંખલપુર બહુચર બીરદાળી. તુમ. ૫
સંવત ૧૯૫૯ મેં છંદ બનાયા,
માગશર શુદી એકમને દીને ગાયા;
કહે દાસ તારો મા પાર ઉતારો હાથઝાલી. તુમ. ૬

---

ગરબી ૧૭. રાગ લાવણી.

બડા હમ બાકમ દેખો. વાલમ. (૨)
નેરાં વસના હુય નાગર લલાવસાગર;
... વગુ પેળનું ગામ, જુઓ તે ગામ,
ત્યાં બાગ્યા રૂડા છે ધામ કરૂ પરણામ;
ગામ વચ્ચે ધામ, રૂડું છે ધામ,
ત્યાં નાગર બેસે તમામ વસી દેરૂ નામ. ૧
ત્યાં બીરાજે છે હુડકેશ્વર માહાદેવ,
ત્યાં વીદ્વાન બ્રાહ્મણ ભણે છે વેદ;
તેની શોભા કહી ન જાય, મુખે વરણાય,
ત્યાં હોમ યજ્ઞ વેદધુની બહુ થાય. બડા૦ ૨
જુઓ નેશીઓની પોળ, જુઓને પોળ,
તેની શોભા વરણવી ન જાય, હવેલીની ઓળ;
જુઓ ઘોડાશેરી માંહે હતી ઘોડાળ,
એ નાગરવાસીનો બનેલો ખ્યાલ. બડા૦ ૩
ત્રીભુણીસું તળાવ અગીયાર છે ખારા,
નીરંજન નામરે બંધાવેલ સારા;
ચોમાસાના દીવસ આવે એવા,

જળની જુગતી થાય કહું શું તેવા. બડા૦ ૪
જંનાળાની જુગતી થાય તળાવ ભરાય,
ત્યાં બેઠા બેઠા હીંદુસ્તાની ગાય;
જંનાળાના આરે આવેછે બહુ વારી,
જઈ અડે હનુમંત દાઢી,તે ફાટેફાટા ભારી.બડા૦ ૫
હું કહું છું વારંવાર, દેવના દેવ,
તલાવ વચ્ચે બીરાજે વાલકેશ્વર મહાદેવ;
આ વેદવાક્ય થાય, જુઓ હમેશ,
ત્યાં બ્રાહ્મણ ભણે વેદ કરેછે શેવ. બડા૦ ૬
ત્યાં જળની લેહેર બહુ થાય, કોયલડી બોલે,
તલાવની તેડ આંબાકેરી ઓળે;
ત્યાં સ્નાન કરતાં પાપ પુરવનાં જાય,
તેનો પ્રભાવ જોતાં પાપ નીવારણ થાય. બડા૦ ૭
તળાવ વચ્ચે બીરાજે દેવાધીદેવ પુરેછે આશ,
શોભા જોતાં જાણે બીજો કૈલાસ;
જેનો પરચો જુઓ આવેછે નવખંડ,
તેની ચોકી કરવા બીરાજ્યા હનુમંત. બડા૦ ૮
બાગ વચ્ચે મંદીર પડખેવાય,
તે મધે બીરાજે રણછોડરાય;
તેની પછવાડે છે બાગ જોડે હનુમંત,
ત્યાં પુરાણી તો વાંચે મોટાજ ગ્રંથ. બડા૦ ૯
પ્રથમના જુના જુઓ બાલેશ્વર મહાદેવ,
એની વીસનગરા નાગર કરેછે સેવ,
જુઓ વીસનગરા નાગરની ધોપાટ ભારી,

ચોપાયીના કુવાનું નીરમળ વારી. બડા૦ ૧૦
તે ચોપાટી ઓછવ થાય, હાથીઓ જોડાય,
છઠે શેર શેર થાય, ફળ વેહેંચાય;
નીશાળીઓના હાથીઓ આઠમે થાય,
નોમ દશમે માતાનો જોડાય. બડા૦ ૧૧
સાલોસાલ ઓછવ એવા થાય,
માસ ચૈત્ર તે કૃષ્નપક્ષ નીરખાય;
કે ચોપાડીયે જોડાય, કાળકાએ જાય,
ત્યાંથી રવાને થાયે, પેપરે છોડાય. બડા૦ ૧૨
ત્યાં બળદ બહલો થાય, વા દોડવા જાય,
હાથીઓ પછવાડે થડથી ઠાકું જાય;
ત્યાંથી ખારાની પોળે જાય, માણુસ ભરાય,
ત્યાં હારજીતની સરતો બહુ થાય. બડા૦ ૧૩
ત્યાં નગારાં નીશાન ડંકા થાય ભારી,
ત્યાં દીવો કરી હાર બનેછે સારી;
ત્યાં ભેલી કરેછે નાચ, જુઓને ખેલ,
ત્યાં વાજીંત્ર વાગે ભુંગળને ભેર. બડા. ૧૪
જયજય કરે ગામના લોક, હાથીઓ ઠાકું,
કેડે લાકડીઓ ઉપાડી માણુસ નાઠું;
સુલેશ્વરી માતાની બોલે જયજયકાર,
માતાના શીખર ઉપર દીવો મેલાય. બડા. ૧૫
દીવાનાં દરશન કરી ત્યાંથી,
તે પુંઠે માણુસ જય જય કરતું જાય;
આસપાસના લોક આવેછે જોવા,

માતાની બોલો જય કુખે ખોળ:, ખડા. ૧૬
હારજીત જોવા મન માનેછે મારૂં,
હાથીઓ આવે મોરવરસ થાય સારૂ;
જેશંકર દેવીશંકર જોડનાર નામ,
જોશીઓની પોળમાં છે મુકામ. ખડા. ૧૭

---

ગરબી ૧૮. કકાવાર લાવણી.

મારી અર્જ સુણો અંબે મા બહુચરઆળી—એ રાગ.

કકા કરૂણા કરો મંમાય સુલેશ્વરી દેવી,
ખખા ખરા દીલથી આરાધું જગ દેવી;
ગગા ગુરૂ ગણપતી ચરણે શીશ નામું,
માની સેવા કરીને અષ્ટ સીધ હું પામું.
ઘઘા ઘંટતણા નાદ થાયછે ભારી,
માના રૂપ ગુણને જાઉં વારી વારી;
ચચા ચતુરભુજ મુરતી શોભેછે રૂડી,
માયે પહેરી કરમધે કનકની ચુડી.
છછા છનનન પાઉલમેં ઝાંઝર બાજે,
માના માથા ઉપર ફૂલકી મુગટ છાજે,
જય જય વરતાય જુઓ મંડપની માંહે,
માયે નાંખ્યો ગળે હાર બાજુબંધ બાંહે.
ઝઝા ઝાકઝમાળ માની જોત બીરાજે,
માની ખુબી જોવા જેવી અંબીકા આજે;
ટટા વાજીંત્રવાગે ઝુંગળ ને ભેર,

નવરાત્રીએ થાયે લીલા ઘેરાઘેર.
ઠઠા ઠાઠથાય ગળે રુપીયેસોહીયે,
માની શોભા થાય સારી નીરખી મનગોહે;
ડડા ડાહ્યાપણુમાં દરીઆવ સુલેશ્વરીમાત,
તારો પરચો નવેખંડ ચાલે સાક્ષાત.
ઢઢા ઢાલ તરવાર માથે લીધીછે હાથ,
મા ગરબોખેલે ચાચર સૈયરસાથ;
ણુણા રણુવીપે જઇને અસુરસંહાર્યા,
મા દુષ્ટનો કરી સંહાર ભકતઉગાર્યા.
તતા તનમનધન કરૂ તમારી સેવ,
એવી અહોનીશ આપો ભકતને ટેવ;
થથા થૈથૈ થાય માના ચાચરમાંહે,
તારી શોભા થાય અદભુત દેવળનીમાંહે.
દદા દરીયામાં ડુબેનાવ સમરે તારૂ નામ,
ધન્યધન્ય સુલેશ્વરીમાત વાલમ સુકામ;
ધધા ધરણીધર સંગાથ આપણીરાજો,
માયે રાજ્યો અંગ શણુગાર વાલરાઆછાજો.
નના નારાયણીરૂપ બેઠી સીંહાસન,
સેવા કરવાસારૂ સોંપ્યું તનમનધન.
પપા પરમેશ્વરીરૂપે લાગુ હું પાય,
નવરાત્રીયે નવકલ્હાડા જુક્તિ થાય;
ફફા ફેરીફરતાં આવી કરીયે નમસ્કાર,
દક્ષિણ બેઠા હનુમંત બલીયા નીરધાર.
બબા બહુચરમાત આરાધુ મંમાવ,

ઉત્તર દિશાયે બીરાજે વીખાત્માય;
ભભા ભક્તિ આપો સેવકને શરણે રાખી,
સંભાયા કરજો મહેર શરણે રાખી.
મમા મહેર કરી મંમાય ભવ ઉતારો,
કરીએ સેવા તમારી પાર ઉતારો;
યયા યાચક થઇને માગું તમારી પાસ,
કરવરી કહે કંગાળ તમારો દાસ.
રરા રૂપે રાક્ષસોને તે માર્યા,
કરી દુષ્ટોનો સંહાર ભકતને તાર્યા;
લલા લક્ષ્મી આપો નીરધનીયાને નીરધાર,
તું વાંઝીયાને આપે પુત્ર બંધાવે પારણું.
વવા તારા વસ દેવતા સરવે થયા,
જેણે કર્યું તારૂ સ્મરણ ભવતરી ગયા;
શશા શક્તિ રૂપે હાથ લીધું ત્રીસુળ,
હાથે કડાં સાંકળાં માથે પહેર્યા અંગુળ.
ષષા ષટગુણ કરતાં તારા વીવેક,
તારા ગુણનો નહી પાર જીભે છે એક;
સસા સેવકને કરજો સહાય દીનદયાળી,
ગલે દુપીયો દામણી નાકે શોભે છે વાળી.
હહા હરનીશ સ્મરણ તારૂં કરતા,
સેવા કરી તમારી મગ્ન થઇને ફરતા.
ળળા હાલ થાય મશાલ દીવાની હાર;
ત્યાં થાય ધુપ કપુર અબીલ ગુલાલ,
ક્ષક્ષા ક્ષણ ભંગુર દેહ આ નકામું,
તારા દરશન કરતાં આઇ સીખ હું માગું,

જ્ઞાન જ્ઞાન આપો મંમાય થોડી છે મતિ,
હવેથી શાનું બંધ તારી જતી જતી,
સંવત ૧૯૫૮ સાલ છે સારી.
માના તેજ તણો નહીં પાર શોભા છે ભારી.

---

ગરબી ૧૯.

મારી અંબામાનો આધારજો, જોગમાયા ગરબે રમેજો—એ રાગ.

મૈયા મુહેશ્વરીનું ધ્યાન ધરજો, ધ્યાનધરે તે દેવમુનીરાયજો;
નમો નાગરલોક સેવા કરજો, માજી પ્રસન્ન તમોને થાયજો. મૈયા. ૧
મૈયા દેશદેશમાં નામ થયુંજો, માંડવી નીસરે ગામોગામજો;
વાલમનું દેવત ક્યાંગયુંજો, અશલ શેહેર વીખ્યાતપુર માંયજો. મૈયા. ૨
મૈયા વેર વાધ્યું છે નાત જાતમાંજો, તમો કરોસરવેને સહાયજો;
અરજીસુણી એક વાતમાંજો, રાખી ગામઉપર દયાયજો. મૈયા. ૩
મૈયા રામદેવજી પીરથયાજો, એતો ઘેલવાના ટેબે સારજો;
સાચ જોવાને સર્વે ગયાજો, તેનાં કામકર્યા નીરધારજો. મૈયા. ૪
મૈયા ગામનીવેળા હવે વાળીયેજો, સામુજુવો માજી તતખેવજો;
બાજભણી અમો ચાલીયેજો, પોળ સામા ચકલીયા દેવજો. મૈયા. ૫
મૈયા ગામના હાથીયાઆવતાજો, ચૈતરમાસમાં એકજવારજો;
ઠાકુ ચંહાતો લાવતાજો, વહનો મહશમનીરધારજો. મૈયા. ૬
મૈયા ચૌટું તે ચોકબજારછેજો, મધ્યવચે પાણીની વાયછેજો;
ઉપર કોટ સરકારી કહેવાયછેજો, ત્યાં ત્રણસુણીયું તલાવજો. મૈયા. ૭
મૈયા હક્ષસંદીરછે ગામનુંજો, તેની સામે માલીડાનીહારજો;
રણછોડજીના નામનુંજો, વાવનું પાણીભરે પનીહારજો. મૈયા. ૮
મૈયા શીવબાનું દેવળ ઓપતુંજો, પછાડી શાટાબારી નીરધારજો;

હટચાક પેપર ગાડ ચોખતુંજો, નાનું ચૌટું દુકાનોહારજો. મૈયા ૯
મૈયા આગળ જતાં ખારાની પોળ છેજો, ડાબા હાથે નાથજીનું મંદીરજો;
ઢાળીયા ધોળીઆની ભેટ છેજો, માળી ઘેલાની વાડી સુંદીરજો. મૈયા ૧૦
એવાં પથરનાં ઘડનાળાંછે સહીજો, પાસે ટકીઆનો ટેખો છે સારજો
રામજી મંદીરછે તહીંજો, વસે કાલીકાજી ત્યાંઠારજો. મૈયા. ૧૧
મૈયા તલાવવચે એક કુંડછેજો, તેના સામે વાલકેશ્વર મહાદેવજો;
હનુમાનના હાથમાં દંડછેજો, પાસે ધોળીકુવો લતણેવજો. મૈયા. ૧૨
મૈયા મથકકુઈમાં માલભર્યોજો, એતો કાંઠાનાગરનું કામજો;
કોળીયે જુલમ ઘણો કર્યોજો, તેનું હાલછે આગ્રામાં નામજો. મૈયા. ૧૩
મૈયા કોઠાતેકુઈનું પાણી મીઠુંજો, ત્યાંતો ખારીઆરો કેવાયજો;
અચરજ એક નવુંદીઠુંજો, ધર્મશાળામાં ભરવાડ થાયજો. મૈયા. ૧૪
મૈયા પદીમાતાની પુજામળીજો, તેનું હાનું બાવીશઘર ખાયજો;
શેરશેરની ઉપડામણીજો, તેના પેટે એક સાલ્લો આપાયજો. મૈયા ૧૫
મૈયા નાગરનીવસ્તી હતીઘણીજો, એતો સાતસેને પાંચસો બારજો;
મહાલક્ષ્મી બેઠાં વળીજો, ત્યાંતો થયો અપીગરો સારજો. મૈયા. ૧૬
મૈયા ઘોઘરવાણીયો ધર્મગયોજો, તેને ઉઠાડ્યો મહાલક્ષ્મીસારજો;
જૈનધર્મીએતો ઘણોજો, ત્યારે નાગરનહોતા તે ઠારજો. મૈયા ૧૭
મૈયા નવું તીરથ એકજાગીયું જો, ત્યાંતો ડાળીમહાદેવનું બાણજો;
ભગવાનની ડાળી ઉતારીજો, મેતા નરસીએ કર્યુંનીરવાણજો. મૈયા ૧૮
માતા કાળકાની પોળે થઈનેજો, નાગરવાડામાં સીધુ જવાયજો;
નાગરના ચોરે જઈનેજો, ગરબો ગુણભરેલો ગવાયજો. મૈયા. ૧૯
મૈયા તોડાતેપોળમાં ધામછેજો, મંદીર ઉભમણો દરબારજો;

સુરજણબાઈનું નામછેજો, દાસનાં સંકટ કાપે નીરધારજો. મૈયા.૨૦
મૈયાઓગણીસોતે ત્રીસસાલથીજો, માંડવી નીસરે હાડકેશ્વરની
પાસજો;
નાગરના છોકરે સહુ મળીજો, માતા ઉગમણીપોળતારોવાસજો.
મૈયા. ૨૧
મૈયાઓગણીસછત્રીશની પેરમાંજો, શુદ બીજને આસો માસજો;
ગરબો જોડયો મુંબઇ શહેરમાંજો, કહેછે જીવરામ તારો દાસજો.
મૈયા. ૨૨
મૈયા ઇચ્છાથઈ મનમાંહે એમજો, શહેર વીખ્યાતપુર મારૂગામજો;
મહેર થઇ માત તાહેરીજો, માજીઆપો અવીચળનામજો, મૈયા.૨૩
માજીગાય શીખેને જેકોઇ સાંભળેજો, ગરબોચોવીસકડીનોસારજો.
આશા પુરી મારી કરોજો, માત સુલેશ્વરી નીરધારજો. મૈયા.૨૪

---

## ગરબો ૨૦ રાગ સોલંજી.

સમે શંભુજીનાસુતને આરાધું, ગવરીપુત્ર ગણેશ ગાવુંરે મારી
સુલેશ્વરી માત. ૧
માજી ઉગમણાગોખે બીરાજે, માની સનમુખ એકદરવાજોરે મા.૨
મૈયા ચારજુગની તું દેવી, માની જુગતી જે જોવાજેવીરે મા. ૩
માજી વાલમમાં વાસતમારો, માતા શરણે રાખીને ભવતારોરે મા.૪
માની માનતા ચાલે ગામોગામ, આવે હીંદુસ્તાન વડનગર ગામરે
મારી. ૫
માનું દેરૂં તે સુંદીર શોભેકાંય, પથ્થરકોરણીને ઘડીયવરાયરે મા. ૬
માની જુગતીથી જાઉબલીહારી, દુસ્ટો કેકનેતે નાંખ્યા મારીરે
મારી. ૭

મૈયા આરણુજની તું દેવી, ચૈત્રમાસમાં જુગ્તી બેવાજેવીરે મા. ૮
વહનોમહલલે ઓછવ થાય, હાથીઓ ઠાકું વાદોડવાને જાયરે. મા. ૯
કોની ચોબાનો નહી આવેપાર, મિગાડાં દોડે હારોહારરે મા. ૧૦
માણુસ ભેગાં થાયછે અપાર, તેમાં છૈયાંછોકરાં નરનારરે. મા. ૧૧
નીકળે મધરાતે હાથીઓ ઠાકું, માણુસજાય લાકડીઓ લઈ નાઠુંરે મારી. ૧૨
એવા ઓછવ થાય બેદીન, અપવાસ કરે માજીના સહુ જનરે મારી. ૧૩
માની જુગતીનો સારો બને તાલ, કૌતુક થયું પાંત્રીસાની સાલરે મારી, ૧૪
વાલસગામે આવ્યા મોટા ફોજદાર, હાથીઓ ઠાકું બંધ કીધું નીરધારરે મારી, ૧૫
તેથી માએ કીધો ઘણો કોપ, માંદા થયાં સરવે ઘરનાં થોકરે મા. ૧૬
તેમાં મરણુ થયાં બેચાર, આવ્યા બીજા વરસ નીરધારરે મા. ૧૭
ઘરની ઘીની પુરાવી મશાલ, પાછો કરાવ્યો હતો તેવો તાલરે મા. ૧૮
તેથી કીરપા કરી માએ જ્યારે, માંદાં સાજાં બનાવ્યાં તારેરે મા. ૧૯
એ સાલે વીપતપાડી ખુબ, જીવ ગયા તેના થયા ડુલરે મા. ૨૦
એવા અનેક પરચા માયે પુર્યા, જીસે એકછે બીજા રહ્યા અધુરારે મારી. ૨૧
બીજો ઓછવ નવરાત્રીમાં થાય, સાચીદેવી તું સુલેશ્વરીમાયરે મારી. ૨૨
માનો સણુગાર બનાવબ પામે તેવો, કરે પુજારી હરગોવીંદ જેવોરે મારી. ૨૩

તેનો વરણુનાં આવેનહી પાર, જીભે એકછે તેથી કરૂં વીસ્તારરે
મારી. ૨૪

માનાગઢવાગે મંડપમાંહી, હુકામ મારૂીડા આવેછે ત્યાંહીરે.
મારી. ૨૫

આસો માસ નવરાત્રીમાં ગઢ વાગે, દાસ હીરાતે માને પાય
લાગેરે મારી. ૨૬

બીજે હાથ તે વીઠલ તમારો, મને શરણે રાખીને ભવ તારોરે.
મારી. ૨૭

સંવત ઓગણીસ સતાવનસાલ, આસો સુદ સાતમને સનીવારરે
મારી. ૨૮

---

ગરબી ૧૧. આવો આવો શીવશંકર ભોળા—એ રાગ.

ચઇતરે ચીત ઘણું બાંધ્યું, નમી નમી સુલેશ્વરી આરાધ્યું;
મન મારૂં ગોખે જઇ લાગ્યું, સેવોને વીખ્યાતપુરવાળી. ૧

વઇશાગે મનનીરે વાત, સુલેશ્વરી સાંભળો સાક્ષાત;
વાલમમધે બીરાજે છો માત, સેવો૦ ૨

જેઠ તો જનમનાં કાપી દુખ, માતા તમે આપો મને સુખ;
ભવની તો મારી ભાગો ભુખ. સેવો૦ ૩

અશાડે આનંદમાં રહીયે, અરજી મારી સુલેશ્વરીને કહીયે;
તમારા છોરૂ માજી અમે છઇયે: સેવો૦ ૪

શ્રાવણ માસે મેળો તો ભરાયે, સોમવારે બહાર બહુ થાયે;
નરનારી આવી ગરબા ગાયે. સેવો૦ ૫

ભાદરવે ભકતોને ઓધારી, માના રૂપ ઉપર જઉ વારી;
પરચોરે તારો નવેખંડ ભારી. સેવો૦ ૬

આસોએ આનંદની હેલી, ગરબે રમે બહુચર અલબેલી;
જોડે અંબા મહાકાલી સાહેલી. સેવો૦ ૭
કારતકે કરૂણા કરજો, માજીનુ નામ હૃદીયામાં ધરજો;
તુળજાને આવી પાયેરે પડજો; સેવો૦ ૮
માગશરે મહેર કરો માડી, દરસને સેવક આવે દહાડી;
દક્ષિણે હનુમંતે ગદા ઉપાડી. સેવો૦ ૯
પોસે તો પરમેશ્વર લેખે, સુલેશ્વરીને જગત સહુ પેખે;
તારા દરશનથી આંધળા દેખે. સેવો૦ ૧૦
માઘે તો મહેર કરો માતા, ઉત્તરે બેઠાં વીધાત્રા;
સામારે બેઠા ભોળાજી માતા. સેવો૦ ૧૧
ફાગણે ફરફરતી હોળી, પહેરી માએ ચુંદડીને ચોળી;
પહેર્યો મુગટ માથે માજી ભોળી. સેવો૦ ૧૨
પુરણ થયા છે માસ બારે, ગાય શીખે સાંભળે નરનારે;
તેની પુરે આશા નીરધારે. સેવો૦ ૧૩

---

ગરબી ૨૨. ચાલો ચીત ચાચર હો જઇયે—એ રાગ.

ચાલો ભાઇઓ ચાચરરે હો જઇયે, આપણ સુલેશ્વરીમાં રહીયે.
માજીનાં દરશનરે હો કરશું, દુધપાક પુરીની થાળો ધરશું.
પછીથી આપણરે હો જમશું, ચાચરમાં રૂડે ગરબે રમશું.
મંડપ દીઠોરે હો સારો, ગોખ દીપે મેં રસીક રૂપાળો.
ગોખની રચનારે હો રૂડી, માજી પહેરે કનકની ચુડી.
સુંદડી દીઠીરે હો લીલી, માએ પહેરી છે ચોળી પીળી.
કોટમાં હેમનોરે હો દોરો, માજીનો દીસે વાંકો અંબોડો;
ટીલડી ચોઢીરે હો શું શોભે, કોટમાં ઘરેણાં લુંબે ઝુંબે.
નાકે વેસરરે હો વાળી, આંખ આંજી છે માએ અણીયાળી;

કુરથી આનેરે હો આળી, માજીનાં મુખડાં જોઉં હું ન્યાળી.
હાથે ચુડલોરે હો ખળકે, માજીને નીરખું ઘડી પલકે;
કડલાં કાંબીરે હો પહેરી, મારા ઘેર આવો અંબા લેહેરી.
પાયે નેપુરરે હો ઠમકે, ઝાંઝર ઘુઘરા બહુ ઘમકે.
દાસ જીવાનેરે હો મળજો, મારાં દુઃખડાં દુર માજી કરજો;
મેં તો ગાયોરે હો છંદ, માજી તમો તોડો ભવની ફંદ.

---

ગરબી ૨૩

ક્યાં ગયોરે પેલો મોરલીવાલો હમારા ઘુંઘટ ખોલીરે—એ રાગ.
મગ્ન થયાં મનમાં અતી ભુલેશ્વરી, વાલમ ગામમાં આવીરે;
મેરૂસીખરપર વાસ તમારો, મારવા મહીશ મન લાવીરે.
આદ્ય અનાદ્ય શ્રી ભુલેશ્વરી દીસે, બીજ સરવે વાળીરે. મગ્ન. ૧
સકળ જુગ સંસારણ તરણ, પાપ સકળ પ્રજાળીરે;
દુઃખ નિવારણ ભવભય તારણ, દુષ્ટ નિકંદન કાળીરે. મગ્ન ૨
અંબા બહુચર કાળી કલ્યાણી, તુલજાને બોલાવિરે;
કામાક્ષી કામણ કરિને ચાલે, જ્વાળામુખીને જણાવીરે. મગ્ન. ૩
નવદુરગા નવ દહાડા રમવા, આવી મળીછે બેનોરે;
જોગણી ચોસઠ ગરબા ગાયે, ગરબો મંડપ એનોરે. મગ્ન. ૪
મહાબતવાળી કરે ખુશાલી, ત્રિપુરા મનમાં અણાવીરે;
ઈંદ્ર અમર વિરંચી હરહરી, વેદ સકલ ભણાવીરે. મગ્ન. ૫
થયાં મનમાં મગન અતી આજે, શણગાર અંગે સજાવીરે;
મોરમુગટમણી મોતીની માળા, અણુવટ વીછુવા ધરાવીરે. મગ્ન. ૬
કર કંકણ ચુડી કેડમાં કટાર, બાંહે બજેડા પેરાવીરે;
ઝાંઝરો ચળકે હીરા ઝળકે, કાજળ નેત્રમાં અંજાવીરે. મગ્ન. ૭

સીંહાસનથી ઉઠી આવ્યાં, ચાચર રંગ મચાવીરે;
ગાવા ગરબા આવી દેવી, સુલેસ્વરી બોલાવીરે. મમ. ૮
ગરૂડ વાહે ચઢી મન ફરતી, શુંભ નિસુંભ રખડાવી;
સીંહ ચઢી ત્રીસુલ કર લઇને; નાંખ્યા અસુર ઉડાવીરે. મમ. ૯
આવી સુરને અમર પાયું, બધી અમર કરી પૃથ્વીરે;
બાલો કાલો વહાલો થઇને, ગાયમાજી હસાવીરે. મમ. ૧૦
સંવત ઓગણી સાલ બેતાળી, શુકલ પક્ષ જેઠ માસરે;
ગરબો ગાય છે પુજારી તારા, નામ હરગોવીંદ દાસરે. મમ. ૧૧

---

ગરબી ૨૪. પુનમચાંદની ખીલી પુરી અહીંરે—એ રાગ.
આજે રસીક ગાઇને ખુશી થવુંરે, ગાઓ ગરબો માત
સુલેશ્વરીનો આજ, સહુકો સેવો રૂડાં સુલેશ્વરી માતનેરે.૧

સાખી.

ચાર જુગની તુ માવડી, ચંડીમાં છે નામ;
સેવકોને સહાય કરી, કીધો વાલમમાં મુકામ.
વાલમ ગામ તો મૈયાનું દીસે સોહામણુંરે, માંહે વસે પુજારી
હરગોવીંદ જાત. સૌકો.

સાખી.

મૈયાની શોભા શી કહું, હંસવાહની એ માત;
માતા ગોખ બીરાજતાં, ખપર લીધું હાથ.
માને લલાટે ટીલડી ઘણી આ શોભતીરે, માને કોટે નવરત્ન
જડીતહાર. સૌકો. ૩

સાખી.

નવરાત્રીના દીનમાં, ત્યાં સંઘ ભલો ભરાય;
નરનારી નૌતમ વસે, ત્યાં જયજયકાર વરતાય.

જયજયકાર વરતાઇને ખુશી થવું'રે, માની ડાબી બાજુ શ્રી
ભોળાજી તાત. સૌ૦કો. ૪

સાખી.

વિધાત્રી દેવી ત્યાં વસે, વસે ત્યાં બહુચર માત;
હનુમંત ડંડા કર ધરી, મંડપ બહુ વિખ્યાત.
માના મંડપની શોભા મુખે હું શું કહુંરે, કહેતાં રસનાયે લાગે
ઘણો મને થાક. સૌ૦કો. ૫

સાખી.

દાસ તમારો વીઠલો, બીજો હીરો છે ખાસ;
અવીચળ ભક્તિ આપજો, મુને નહીં કરો નીરાશ.
માના ગુણ ગાઇ આજે તો ખુશી થઉરે, ગુણ ગાઇને તો હું
લળીલળી લાગું પાય. સૌ૦કો. ૬

ગરબી ૨૫. શ્રી જગતપ પ્રભુ તી, આપ સન્મતી—એ રાગ.

શ્રી સુરેશ્વરી તું છે આદ્ય ઇશ્વરી, નમન માજી નીત્ય કરૂં,
ધ્યાન લે ધરી. ટેક.

જગતજનેતા માત માહારી, આપતણો આધાર;
મંમાયા તું મહેર કરીને, અરજી આ અવધાર. શ્રી. ૧
ચંડમુંડને ચુરણ કીધાં, ટાળ્યું દેવનું દુઃખ;
સીંહ વાઘની તુ સુખદાઇ, આપે સહુને સુખ. શ્રી. ૨
ભક્તોની ભીડ ભાગો માતું, સુરેશ્વરી શીરતાજ;
સુરઅસુરે શ્રેષ્ઠપણે તું, આ દુનીઆમાં આજ. શ્રી. ૩
સરવે લોક તારે શરણે આવે, તરવા આ સંસાર;
માતુ મારી વાલમવાલી, ભવજળ પાર ઉતાર. શ્રી. ૪

પ્રેમધરી તુંજ ધામે આવે, પાપી જે પાવન થાય;
આ લોક પરલોક વીશે મા તું, થાજે સહુને સહાય. શ્રી. ૫
સેવકજનને સહાય કરો મા, ઠરે ચીત્ત આ ઠામ;
સ.ચી સતબુદ્ધીથી મા તું, હૈયે રાખી હામ. શ્રી. ૬
ભાગ્યવંત ભોળી ભવાની, ઇચ્છું તુજ દેદાર;
હેતે દરશન કરીને પામું, મનમાં હર્ષ અપાર. શ્રી. ૭
સંવત ૧૯૬૨ની સાલે, ઉત્તમ શ્રાવણ માસ;
વદ તેરશને કૃષ્ણપક્ષ, શનીવાર છે ખાસ. શ્રી. ૮
જોડનાર મા દાસ તારો છે, પ્રલ્હાદ નામે નામ;
દયારામનો પુત્ર તે છે, રહેછે વાલમગામ. શ્રી. ૯

---

ગરબી ૨૬. વીરા વેસ્યાના યારી, ઉભા અટારી,
ભાભી અમારી, પેલા તમારા પ્રાણ—એ રાગ.

માજી અરજ હમારી, ઉરમાં ધારી, સેવકને સંભાળ;
અમો આવ્યા આવારી, શરણે તમારી, કષ્ટ નીવારી. સેવક. ૧
શાર્દુલવાહની સંકટ સહુના, દયા થકી થાય દુર;
સુલેશ્વરી માતુ મારી, અરજી સ્વીકારો ઉર.
થાઓ વારે હમારી, બાળ વીચારી, કષ્ટ નીવારી. સેવક. ૨
આ દુનીઆમાં આશરો તારો, મહેર કરો મંમાય;
પરમકૃપાળુ પ્રેમ ધરીને, સેવકને થાજો સહાય.
શોભે મુરતી સારી, મોહનગારી, કષ્ટ નીવારી. સેવક. ૩
આસો માસે ગામ મળીયા ગુણ તમારા ગાય;
માજી તારા શેવક આજે, હેતે નમે છે પાય.
જાઉં તુજપર વારી—લાજ વધારો—કષ્ટ નિવારી. શેવક. ૪
સંવત ૧૯૬૨ સાલે, અનેજ શ્રાવણ માસ;
વદ ચઉદસને રવીવારે, ગરબી જોડી ખાસ.

દેજો અરજી સ્વીકારી, ઉરમાં ધારી, કષ્ટ નીવારી. સેવક. ૫
દાસ પ્રેહ્લાદ તારો છે મા, રહેછે વાલમગામ;
વીશનગરના તાબાનું તેછે, મહીવાકાંમાં ઠામ.
નાગરનાત છે મારી, માતું દયાળી, કષ્ટ નીવારી. સેવક. ૬

ગરબી ૨૭. મહુને હમારા રામરામ, સભારેજનો સહુને હમારા રામરામ—એ રાગ.

મહેર કરો મંમાય, માજી મારી મહેર કરો મંમાય;
આપના પારે આવવા ધારે, જન તે સુખીયા થાય. માજી. ૧
આ કળજુગમાં આશરો તારો, સુલેસ્વરી મોરી માય. માજી. ૨
જળથળને વળી વાલમમાં વ્યાપી, કીધી સહુને સહાય. માજી. ૩
ભકતોને વાહી ભોળી સુલેસ્વરી, દરશન આપતું ચહાય. માજી. ૪
દીનદીન દરસણ દેજો દયાળી, નીરમળ કરજો કાય. માજી. ૫
દોશરહીત મા બાળ તમારાં, માજી કરોને કૃપાય. માજી. ૬
વસુધાપર અમૃત વરસાવો, વળી શીતળ વા વાય. માજી. ૭
નવરાત્રીના દીનમાં માજી, ગરબા રૂડા ગાય. માજી. ૮
દુખીસું જન દેખાય નહીંકો, આદરો એજ ઉપાય. માજી. ૯
અમો આવ્યા મા તુજ દરબારે, આનંદ અંગ ન માય. માજી. ૧૦
રજા દીઓ માજી અમને ઘેર જાવા, મન અતી હરખાય. માજી. ૧૧
સેવક પ્રેહ્લાદ આજે મળી મા, ગુણ તમારા ગાય. માજી. ૧૨
સંવત ૧૯૬૨ની સાલે, ઉત્તમ શ્રાવણ માસ. માજી. ૧૩
વદ ચઉદશને આદીતવારે, ગરબી જોડી છે ખાસ. માજી. ૧૪

ગરબી ૨૮. પુનમચાંદની ખીલી પુરી અહીંરે—એ રાગ.

કંચન કૃપેરીકળશો કરેગ્રહીરે, સાહી શ્રીફળ પરીમળ પાન;
રાખી મન મોટી મરજાદ અંગ સમારતીરે.

ચાલે ગદગદ ગજની ચતુરા ચાલ, એવી અદભુત શોભા
સુલેશ્વરી આપતીરે. ટેક.

સાખી. અંગ પ્રમાણે અંગીયાં, સજ્યા શોળ શણગાર;
પહેરી સાડી પાતળી, સુંદીર બુટાદાર.
ઢાલ. કસબી કીનારીને પાલવો ઝળકી રહ્યારે;
શોભે વિદ્યુતસમ તેજ અપાર. એવી. ૧

સાખી. ગળે ગળુબંધ શોભતાં, મનોહર મુકતાહાર;
જવમાળા તે જાંબુવા, તુસી પહેરી તેજદાર.
ઢાલ. હીરા જવેર જડેલી ચોકી ચમકતીરે, બાજુબંધ પોંચી
ઝુમખાદાર. એવી. ૨

સાખી. કાને લટકતાં લોળીયાં, મનોહર મીનાકાર,
શીર સોહાવી દામણી, ભાલે ટીલડો સાર.
ઢાલ. નાકે નકવેસર ને કાંટો છે કોડામણોરે, ભારે ચુનીઓ
ચળકે ભભકાદાર. એવી. ૩

સાખી. નકસી કહાં સાંકળાં, ઝાંઝરનો ઝમકાર;
ફૂલો સુ ફેલી રહ્યાં, વાગે વીંછુવાનો લલકાર.
ઢાલ. કટી સમાને કંદોરો અંગે ઓપતોરે, કરે કંકણ ચુડી
ચલકે ગોળાકાર. એવી. ૪

સાખી. મા તું રૂપવંતી ઘણી, અનંગ તરંગ ભરેલ.
વીચરતી તે વાટમાં, જાણે રૂપારેલ.
ઢાલ. વડો વીસ્તાર જોઇને જન વીસ્મય થયારે, બાંકી બાંકી
માતુ રૂપે બહુ બનેલ. એવી. ૫

સાખી. ઉભરાય છે ઉરથી, હર્ષજ હૈયા બહાર;
વિદ્યુતસમ વીકસી રહી, લલનાઓની લહાર.

ઢાલ. મેવા મીઠાઈના થાળો ભરી મા ઠમકતીરે, ઠસાદાર
નવોઢા નાર બની ગુલજાર. એવી. ૬
સાખી. તેજોમય તરૂણીતણો, મા તારો દેખાવ;
અદભુત આપે આ ઘડી, બન્યો એવો બનાવ.
ઢાલ. એવો મહીમા માતાનો મોટો ઘણોરે, જેથી જામ્યો
જુવતીનો અજમાવ. એવી. ૭
સાખી. પીતાદઆરામનો, જોડીને જુગ હાથ,
વંદુ સુલેસ્વરી તને, શક્તિ કરજ્યો સનાથ;
ઢાળ. મહેર કરી સુલેસ્વરી હાથ રાખજોરે, સરવે નાગરોનો
સહુ સાથ. એવી. ૮
સાખી. નામ પ્રેલ્હાદ અને, રહે છે વાલમ ગામ;
જીલે અમદાવાદ છે, મહીવાડામાં ઠામ.
ઢાળ. તાબે વીસનગરને નાગરની નાત છેરે, મારી પુરોને
સકળ શહુ આશ. એવી. ૯
સાખી. સંવત ૧૯૬૨ અને, ચાલે શ્રાવણ માસ;
વદ ૧૪ રવીવાર છે, ગરબી જોડી ખાસ.
ઢાળ. માતા મહેર કરીને આશા મારી પુરજોરે, હુંતો નમી તુંને
કરૂ પ્રણામ. એવી. ૧૦

---

ગરબો ૨૯. ઓધવ જી સંદેસો કહેજો સામને—એ રાગ.
કરમતણીરે કથનીમા [illegible], તુજ વીણ મને કોઈનો નહીં
આધારજો; સેવક થઈને [illegible] ી સુલેસ્વરી. ટેક.
કરમ કઠણને કાયા મા [illegible] હવે મા કયાં સુધી કરનારજો;
હું છું અભાગીઆ દુ [illegible] યો, જાણી નહીં ભક્તિ તારી

મેં લગારજો. સેવક. ૧

ભુલથકી ભમીયો આ ભવકુપમાં પડી, અથડાઇને હું આવ્યો
તુંજ દ્વારજો;
તુંજ ચાચરમાં ચોટે જેનું ચીતડું, વળી આવે જે પ્રેમધરી ની-
રધારજો. સેવક. ૨
હાથ પકડે તેનું ઉધારણ તું કરે, પ્રેમથકી તું પુરે મનની આશજો;
તે જાણી હું આવ્યો તુંજ દ્વારમાં, સેવકને સંભાળી રાખો સા-
થજો. સેવક. ૩
હમેશ તારી સેવામા ચુકું નહીં, રાખો આપ ચરણકમળની પાસજો;
બાલો કાલો આછે સેવક તાહરો, જરૂર હવે મા ઝાલો જમણો
હાથજો. સેવક. ૪
માજી તારા પરચા તો દીસે ઘણા, આ દુનીયામાં બહુ મુખે સં-
ભળાયજો
તેમાંથી વીસ્તારી થોડા હું કહું, બનેલો છે પુરવનો મહીમાયજો.
સેવક. ૫
ચોર લોકો વીચાર કરીને આવીયા, માજી તારા ઉતારવા અલં-
કારજો;
હીમત કરી તુંજ દ્વારમાં પેસીયા, કેટલા હતા તેનો નથી વી-
સ્તારજો. સેવક. ૬
અંગથી દાગીના ઉતારી ચાલીયા, માજીએ મનમાં કીધો છે વી-
ચારજો;
ખપર લઇને તેની વાંસે દોડીયાં, દરવાજામાં તેમને કીધા ઠારજો.
સેવક. ૭
નિશાની લોહીની દરવાજામાંહીછે, લોકોના મુખે સાંભળીયે સારજો;

કાંનેવાળીયા હતા તે ત્યાંથી નાસીયા, તેમને કીધા આંખોએ
અંધકારજો. સેવક. ૮
આંધળા થયા તેથી તે ચાલી નહીં શકયા, દેખાયો નહીં કંપાંન
કેરાં ખુંટજો;
નીશાની પડી છે બહાર પથ્થરતણી, લોકો કહેછે માયે બના-
વ્યા ઉંટજો. સેવક. ૯
માનો ડંકો વાગે ચારે દેશમાં, મુખે તેનો શો કહુ વીસ્તારજો;
કઈ સાલમાં આ પરચો દેખાડીયો, યાદ નથી તીથીને દહાડો વા-
રજો, સેવક. ૧૦
એવા પરચા દુનીયામાં દીસે ઘણા, માજી મારી શૈની પુરો આશજો.
જે સેવક હમેશ તારૂં રટણ કરે, તેને તમે નહીં રાખો નીરાશસે.૧૧
ભકતોને તારીને ભીડભાગી ઘણી, દુષ્ટ લોકોનો માયે આણ્યો કાળજો.
સેવકની સંભાળ રાખો માવડી, વર્ણવીને હું કહુ છું તારો બાળ
જો. સેવક. ૧૨
હેત તજીને મને ન કરશો વેગળો, તારા સેવકની લેજો નીત્ય
સંભાળજો;
અમૃતદ્રષ્ટીથી મા સુખવરસાવજો, હાંકી કાઢો માથે આવેલો
કાળજો. સેવક. ૧૩
એક ચીત્તે તુજને જે આરાધશે, કષ્ટ જઇને થાશે નીરમળકાયજો;
હેત લાવીને પ્રેલ્હાદ તુજને વીનવે, માજી મને હમેશ થાજો
સહાયજો. સેવક. ૧૪
સંવત ૧૯૧૨ કેરી સાલછે, માથે ગાજે ઉત્તમ શ્રાવણ માસજો;
વદ ચઉદશને રવીવારનો દીન છે, ગરબી જોડી તે દહાડેછે
ખાસજો. સેવક. ૧૫

આ ગરબી જોડી છે મુંબઇ શહેરમાં, માતુ મારી કરજે મુને
ન્યાલજો.
પાસે મંમાદેવી મા બીરાજતાં, ઠેકાણું છે મોતીશાહની ચાલજો.
સેવક. ૧૬
જોડનાર મા વાલમનોતે રહીશછે,વીશનગરતાબાનું એછે ગામજો;
પોતે ઉંચા કુળનો નાગર નાત છે, મહીવાડામાં રહેવાનો છે
ઠામજો. સેવક. ૧૭

---

# મહાદેવજીની ગરબીયો.

### ગરબી ૧.

કરો ક્ષમા,કરોક્ષમા,અપરાધ હમારો, છું સેવક દાસ તમારો;
આ ભવ હાટકેશ્વર તારો. છું સેવક. ૧
છું સેવક શરણે તારે, તું મારે કે ઉગારે;
નમું છું નાથ, જોડી બે હાથ, પડીને પાય, દુઃખ નીવારો. છું.૨
પળપળ અપરાધી તારો, ક્ષણે ક્ષણે ચુક કરનારો;
એવીછે બુદ્ધ, નથી કાંઈ શુદ્ધ, કરૂં શું બુદ્ધ, આશરો તારો.છું.૩
જોઉં ગુણ તારા સામું, તેં તારો અંત નહી પામું;
કરૂ નહીં યાદ,એકપલવાર,ગુરૂ સરદાર,ક્ષમા ચાહનારો.છું.૪
જય જય હાટકેશ્વર બાપા. રાખો અમને સુખશાતા;
હમારી ચુક, વીસારે મુક, ભાગીને ભુખ, સુખ કરનારો. છું. ૫
થઇ પુરી અરજ આ મારી, લે અંતે ઉરમાં ધારી;
માગું છું માફ, રાખીદીલસાફ, જોડીબેહાથ, બાથમાં મારો.છું.૬
સંવત ૧૯૬૨ ની સાલે, માસ ઉત્તમ શ્રાવણ ચાલે;

કહે પ્રેમ્હાદ, સાંભળી દાદ, રાખો લાજ, અરજી સ્વીકારો. છું.૭
વદ અમાવાસીયા સોમવારે, ગરબી જોડી તે દહાડે;
વહેછે દાસ, રાખો પાસ, પુરો આશ, દુઃખ નીવારો. છું. ૮

## ગરબી ૨.

ધન કાલકામાત વસીયાં પાવામાંહીરે જાયગા જોઇને–એરાગ
ધન શંભુજી વસીયા વસીદેરામાંહીરે, જાયગા જોઇને. ટેક.
તારૂં શીખરબંધ દેવલ દહેરૂં, સેવા કરવા થાયછે મનમેરૂં;
તેં નાગર નાતને કરી ખેરૂં; ધન. ૧
તારી સેવા કરવા સૌ આવે, પંચાતની વાતો ત્યાં લાવે;
એ ચોરો નાગરનો કહાવે, ધન. ૨
તમે દેવલમધે બીરાજોછો, સહુ બ્રાહ્મણને શીર ગાજોછો;
તમે સેવકોનાં દુઃખ ભાગોછો. ધન. ૩
તારા દેવલની રચના રૂડી, તેમાં જળાધારી છે ગજ ઉંડી;
બહાર પાણી જવાની છે કુંડી. ધન. ૪
તારા ઘંટતણા ઘણકાર હુવા, જબરેશ્વર બેઠા છે જુવા;
એ પીંપળા ઉપર બોલે ઘુવા. ધન. ૫
તમને સેવેછે બ્રાહ્મણ ઘણું, હું તો કલ્યાણીનો પાઠ ભણું;
તારી પાછળ દેવળ જૈન તે તણું. ધન. ૬
મા કલ્યાણી લોઢમાં વાશ કરે, તે દેખી શ્રાવકનું મન બળે;
બેઠા જબરેશ્વર બહુ બળવડેરે. ધન. ૭
તમે ભાંગતણા બહુ રસીયાછો,આવી વાસમગામમાં વસીયાછો;
જૈન દુષ્ટ જાણી દુર ખસીયાછો. ધન. ૮
આ જોગેશ્વરના ઝંડા છે, તારા હનમાન હાથમાં ડંડા છે;

તારી બે બાજુએ વંડા છે. ધન. ૯
તારો નંદી ગણેશની જોડછે, દેરા સામી ધરોની ઓળછે;
એ તો દેવજીમહેતાની પોળ છે. ધન. ૧૦
આ અકલીત તમારી માયા છે, એવા ગુણુ સેવકે ગાયાછે;
દાસ જીવરામ શરણુ ધાયા છે. ધન. ૧૧

## ગરબી ૩ હરીગીત છંદ.

હે વીશ્વવાસી, જગનીવાસી, સ્થળપ્રકાસી ઇષ્ટ છે;
જળ કમલ અને આ ભુતલે, તારા વીના સઉ શુષ્ક છે.
સહુ કષ્ટને ડુબાવીને સેવકતણો તું સાર છે, એવા હટકેશ્વર
મહાદેવને નમન વારંવાર છે.
છે સત્યસેવન સુખદાઇ વચન આવાં વૃંદમાં,
એ વાસતારો સર્વદા, ફુલ પુલ અને વળી કંદમાં;
આ વૃક્ષ વાનર જળ તરૂ, ડુંગરતણો આધારછે. એવા. ૧
આ ભક્તિ તારી સુખકારી, ભય વિહારી છે તરી,
શુભ શરણુ તારે આવવા, નિષ્કામથી મેં આદરી;
હસ્તે કમંડળ ગંગધારી શંગ તારી, પારવતીજી સાથછે.એવા.૨
સંવત ૧૯૬૨ અને ઉત્તમ શ્રાવણુ માસ છે, આ ગરબી જોડના-
ર પ્રેલાદ તારો દાસ છે;
કૃષ્ણ પક્ષ અમાવાસીયાને જોડે સોમવારછે. એવા હાડકેશ્વર. ૪

## ગરબી ૪ શ્રી સુલેશ્વરી તું જગત ઇશ્વરી—એ રાગ.

સીવ દયા કરો દુઃખ ભક્તનાં હરો, દાસનની વીનતી પ્રભુ
ધ્યાનમાં ધરો.

શ્રી વીશ્વેશ્વર અંતરયામી, કઈલાસે છે વાસ;
નંદીસ્વારી શોભે સારી, પાર્વતી છે પાસ. શીવ. ૧
ભસ્મ અંગને શીર ગંગ છે, સરવે અંગ ભુજંગ;
ડાકડમરૂને પીનાક હાથ છે, તેથી મનરંજન. શીવ. ૨
ભવ દુઃખ ભંજન જંન મનરંજન, નંદેશ્વર છે નામ;
છત્ર ધરાવું ચમર ઉડાવું, વ્યાપક આઠે જામ. શીવ. ૩
વીશ્વપાળને આપ ભ્યાળા, દીનતાનું દુઃખ ટાળ;
સરવે મળીને સાથ વીનવીયે, અમે તમારાં બાળ. શીવ. ૪
શ્રાવણ માસ અને કૃશ્નપક્ષ, ઓગણી બાસઠની સાલ;
ગરબી જોડી મુંબાઇ શહેરમાં, મોતીશાહની ચાલ. શીવ. ૫
અમાવાસીયાને સોમવારે, ગરબી જોડી તે ઠામ;
જોડનાર દાસ પ્રેલ્હાદ તારો, રહેછે વાલમગામ. શીવ. ૬

---

## ગરબી ૫. સીવની સ્તુતી.

વીશ કરોડનો દેવ છેરે, ચઉદ લોકનો છે નાથરે;
પંચવદન ઝળકી રહ્યું, ઝળકયું ચંદ્રમાનું તેજરે,
શંકર વસે કૈલાશમાં. ૧
અર્ધાંગે ઉમીયા વસેરે, જટામાં જાનવી બીરાજેરે;
નામ લેતાં મહાદેવનું, ભોળોનાથ દુઃખ ભાગે.
ભોળો ભીક્ષાનો ભોગી, કાવે નીરંજન જોગીરે. શંકર. ૨
રૂદ્રમાળા કોટે ધરીરે, અંગે ભસ્મ લગાવરે;
વચન આપ્યાં છે શીવે દૈત્યને, કરી દેવ સાથે રાડરે. શંકર. ૩
વાઘંમ્બર છે ઓડવારે, પહેર્યા પીતાંમ્બર સાલરે;
માથે મુગટ શીવે ધર્યો, કોટે મણીધર નાગરે. શંકર. ૪

શીવજી કહે પારવતીનેરે, ઉમીયા સુણો મોરી વાતરે;
તપ કરવાને ઇચ્છા થઈ, જવું ગંગાની તીરરે. શંકર. ૫
પારવતી કહે છે પીયુ રાયનેરે, વનમાં કામની કોઈ આવે રે,
કેમ કરી જોગ આરાધશો, કે મન રાખવું સ્થીરરે. શંકર. ૬
ત્યાંથી મહાદેવજી ચાલીયારે, ગયા ગંગાને તીરરે;
ધ્યાન ધર્યુંછે પરીબ્રહ્મનું, મન રાખ્યુંછે સ્થીરરે. શંકર. ૭
શોના સરીખું સુપડુંરે, રૂપા ગાગરડી હાથરે;
શીમા રહીને શીવ ઉપડયા, શીવ રાસે ભક્ષયરે. શંકર. ૮
આસન થકી શીવ ઉઠીયારે, ગયા ભીલા રાણી પાસરે;
કયાંથી આવ્યા મૃધાલોચની, કયાં છે તમારો વાસરે;
કયાંથી આવ્યા અને કયાં જશો, રહો શંભુજીની પાસરે. શંકર. ૯
શીવજી કહે પારવતીનેરે, ઉમીયા નેત્ર ભરી નારરે;
લાજ મહારાજ આરોગીયાં, આડાં જડીયાં નક્ષત્રરે. શંકર. ૧૦
હમારાં ઘરબાર પ્રભુ વેગળાંરે, અમને ભીલની છે બીકરે;
મુનીજન જાણી અમે આવીયાં, કૃપા કરો મહા ધીરરે. શંકર. ૧૧
પીયુજી ગયા તપ કારણેરે, ગયે થયા માસ આઠરે;
જુઓને જોગ જોગેશ્વરી, કયારે આવશે ઘરવાસરે. શંકર. ૧૨
જેના પીયુ ગયા તપ કારણેરે, તેને આવ્યાની શી આશરે;
કૃપા કરોને મૃધાલોચની, રહો શંભુજીની પાસરે. શંકર. ૧૩
તમારે છે ગંગા પારવતીરે, તેની કોણ હાથ વાસરે:
અમારે ભીલોને અમે એકલાં, ભોળા નવાં કરે લાડરે.
પારવતીને પીયર વળાવી દઉં, ગંગા થાય તારી દાસરે;
તુજને કરૂ પટરાણીયાં, ત્યાંતો મહેલ બનાવું સારરે. શંકર. ૧૪
પગે બાંધ્યા છે શીવે ઘુઘરારે, લમણું મુકયો છે હાથરે;

થૈ થૈ શીવ ત્યાં નાચીયા, ભોળો ભીક્ષાનો ભોગી,
ફાવે નીરંજન જોગીરે. શંકર. ૧૫
સરવે દેવ જોવાને ત્યાં આવીયારે, આવ્યા મુનીજન રાયરે;
નામ જોઈ મહાદેવનું, ભીલાની પુરી છે આશરે. શંકર. ૧૬
પારવતીયે રૂપે પ્રકાશીયુંરે, લજ્યા પામ્યા ભોળોનાથરે;
નીચું ઘાલીને શીવ નાસીયા, શીવજી ગયા કૈલાસરે. શંકર. ૧૭

---

## ડંડીસ્વામી કેશવાનંદ વીષે.

સ્વામી પ્રકરીયા કૃપા કરી ભણાવોરે, વીનંતી કરૂં આપને મને જણાવોરે;
આપ ચર્ણ દાસ જાણી મહેરતો કરો, જ્ઞાનરૂપી નીર નહેર ખોતરો સ્વામી. ૧
સુબોધી નહેરનું જળ પીવા મહેનત કરૂ, જળ વીના મીન તમ ઝુરી ઝુરી મરૂં; સ્વામી. ૨
આપતો તરીને વંશ સર્વ તારીયો, આ દેહને તો જન્મમણુરણુથી ઉગારીયો. સ્વામી. ૩
હવે તો આપ પરોપકારી, થઇને દ્યોને જ્ઞાન, જેથી મુંજ સવ ટળી જાય અભીમાન. ૪
ગુરૂ દર્શનથી તો અતી ખુશી થઉ, એ ઓછવ બીજાને આગે સું વીસ્તારી ગાઉ. સ્વામી. ૫
વાલમમાં બ્રહ્મમંડળ તો દીપાવ્યું હાલ, કહે પુરસોતમ બ્રહ્મ તો બતાવો ખ્યાલ. સ્વામી. ૬
નાગર વીસનગરા જ્ઞાતી પોતાની એહ, મહીવાડામાં આપનો દાસ જોસી રહું છું તેહ સ્વામી. ૭
આપેને અતીઘણી, વીનંતી ઓચરૂં, સાષ્ટાંગ દંડવત ગુરૂ પુનઃ પુનઃ કરૂ. સ્વા. ૮

### રાગ—આટકાવો.

કૃપા કરી, કૃપા કરી, કૃપા કરી પધારો મહારાજ; ભીક્ષા કરવાને
કાજ. ટેક.
આપ પધારી પાવન કરશો, સેવા માટે હું બહુ તરસ્યો.
દરશન છે અમુલ્ય, એ વાત અતુલ્ય, એમાં નહીં ભુલ;
સહુ વીચારો મન આજ, કૃપા કરી પધારો મહારાજ. ૧
બહુ દીનથી વાલમમાં આવ્યા, પણ મુજ ઘેર એકે દીન ના આવ્યા;
થયો છું ઉદાસ, પુરી કરો આશ, આપનો દાસ;
આપ સરવે તણા શીરતાજ. કૃપા. ૨
મુખીયાજીને થાકયો કહીને; વહીચાજી કહો તમે જઇને,
વિનતી કરૂ, માનો નોતરૂ, કહુંછું ખરૂં;
મારી અર્જ સુણી સ્વામીરાજ. કૃપા. ૩
પધારો મને દીલધારી, હું થઇશ આપ આભારી,
ત્રિવીધી તાપ, મુજ સંતાપ, ટળી જાય પાપ;
જાણી સેવક દીલમરી દાજ. કૃપા. ૪
સ્વામી કેશવાનંદ સરસ્વતી નામ, પુર્વાસ્રમ પાટણ મુકામ;
કહે પુરસોતમ ચુક હોય મમ, માફી માગુ પાસે તમ.
મહેર કરો ભક્તાપર આજ. કૃપા. ૫

---

### પુનમચાંદની ખીલી પુરી અહીંરે—એ રાગ.

સ્વામી પ્રભુ જાણી, સહુજન પુજો પ્રેમથીરે. ટેક.
મન વીચારી ભાવભકિતથી, જે પુજે નરનાર;
વેદશાસ્ત્ર તો ખચીત વદેછે, તે ઉતરે ભવપાર. સ્વામી. ૧
સાક્ષાતકાર રૂપ પુજેથી, પ્રાક્ષિત મુળથી જાય;
તેમાં કાંઇ સંદેહ નવધારો, દુખ મટી સુખથાય.સ્વામી. ૨

શુદ્ધ સ્વરૂપી મુક્તિ કેરૂં, થાય અમુલ્ય દરશન;
જેથી ગદગદ કંઠે થાયે, હરી નમન પરસન. સ્વામી. ૩
ગુણવંત ગંભીર મનથી, સૌની પુરો આશ;
દીર્ઘવાંછના રાખો પ્રભુજી, નહીં રાખો નીરાશ.સ્વામી. ૪
કૃપા કરી મુંજ તીમીર ટાળો, થાય સુર્યપ્રકાશ;
સ્વામી કેશવાનંદજી પ્રતાપે,કહે પુરશોતમદાસ.સ્વામી. ૫
સંવત ઓગણીસાલ ચોપનો, અધીક આશ્વિનમાસ;
શુકલપક્ષની સપ્તમી જાણો, ગુરૂવારછે ખાસ. સ્વામી. ૬

થયાછોરે પતી તેજ પ્યારી તનના ઉરવસી આજે—એ રાગ.

અતી ભ્રષ્ટ નાગરબાંધુઓ, સહુ ચહો સ્વધર્મની વાત. ટેક.
વડનગરાને દક્ષણી કેરી, કેવી ન ખીલી જ્ઞાત,
સુણો આજે, દીલ દાઝે, મન ભાજે, ક્યારે તાજે;
એમની પેઠે ધર્મવીરૂધ વાતના, મુળનો કરો સહુ ઘાત. અતી.૧
પ્રેમ આણીને સ્વજ્ઞાતીનો, ઇચ્છો રૂડો અર્થ;
પુન્ય થાશે, પાપ જાશે, દુઃખ નાશે, સુખ થાશે,
માટે મન વીચારી દયા સુનીતી રાખો તમે સહુ ભ્રાત. અતી.૨
બ્રાહ્મણ કેરો મુખ્ય ધર્મ તો, સંધ્યાવંદન જેહ;
તજી રૂડું, અતી ભુંડું, ધીક મુડું, કામ કુડું,
કરવાને ચાહે શેને હરીજન, યમદુતની ખાશે લાત. અતી. ૩
ઇષ્ટદેવનું સ્મરણ મુકી, વૃથા કરે નીચ સેવ;
જશે નરકે, દુઃખે થરકે, આસુભરકે, બહુ ડરકે.
પછી પસ્તાઇ સ્તુતીઓ કરશો હે છોડો જગતના તાત.અતી. ૪
બ્રહ્મસભાને દેવ ગણીને, નમન કરૂછું આજ;

ચુક મારી, સૌ વીસારી, દીલ ન ધારી, માનો મારી,
બેઉ કરજોડી પુરશોતમ નમ્ર વીનંતી કરે પ્રખ્યાત. અતી. ૫
શંવત ઓગણીસાલ ચોપનો, ઉત્તમ આશ્વિન માસ;
કૃષ્નપક્ષ, ત્રીજ સમક્ષ, સોમ પ્રત્યક્ષ, રાખો લક્ષ,
હરખથી ધરીને શ્રી હાડકેસ્વર રૂપ પુજો ભલીભાત. અતી. ૬

---

## છપનીયા કાળ વીષે.

ચાલીડા પ્રશને વેહુલોરે છપનીયો કાળ કેવાણો—એ રાગ.

દયા જરી દીલમાં લાવોરે, છપનીઓ કાળતો આવ્યો.
ભીખારી—પેટને સારૂ છોકરાં વેચી, લે છે ખાવાનું અંન;
લુગડાં લત્તા મળે નહીંને, તાપ સુકાયે તંન. દયા. ૧
દેશી માણુસ—વહાલા સગા કોઇ ઓળખે નહીં, તેછેટા ભાગી જાય;
આંગણે જઇને ઉભા રહે, ત્યારે મોઢાં મોટાં થાય. દયા. ૨
ઉધરાણી મેં ઝાઝી નાંખી, આપે નહીં કોઈ પાઈ;
પરાયા આંગણે આવી ઉભા, ત્યારે અકલ મારી ગઇ. દયા. ૩
કાળ છપનનો બેઠો ત્યારે, હાલત હાવી થઈ;
પૈસા ટકા ખુટી ગયાને, પેઢીયો જાતી રહી. દયા. ૪
ઉછી ઉધારૂં કોઇ ન આપે, ન મળે ખાવા ધાંન;
ઓછામાં પુરા લેણીયાતો, હાય આવી કરે હરાન. દયા. ૫
ચાકર—ચાકર લોકો ચાકરી કરીને, લેવા જાય પગાર;
શેઠ બીચારા ડુબી ગયા, ને સામા થાય લાચાર. દયા. ૬
શેઠ—માલ ઓડરથી ઝાઝો આવ્યો, વેપાર ન મળે કાંય;
ઑફીસ વાળા આવી દુકાને, આંટા ફેરા ખાય. દયા. ૭
—ઢાલવાળા—માલ તમારો ગોદીમાં આવ્યો, હુંડી ભરોને જાઇ;

વસુલ કરસું નાણું હમારાં, હરાજીમાં લઇ. દયા. ૮

ચાકર—ચાર માસ થયા નોકરી કરીને, મલ્યો નહીં કાંઇ પગાર;

પૈસા લેવા જતાં શેઠ ઉઠીને, દેછે ગાળ હજાર. દયા. ૯

શેઠ—અકલ એમાં ક્યાંથી હોયે, હલકી જાત કહેવાય;

વખતનો વીચાર કર્યા વીણુ, શેઠની સામો થાય. દયા. ૧૦

ચાકર—ચાકરીમાંથી આપી રજા, કહે જાઓ તમારે દેશ;

પૈસા પાસે મળે નહીં, શી રીતે જઇએ પરદેશ. દયા. ૧૧

ચાલો ભાઇઓ દેશમાં જઇ, મા બાપની લઇએ સાર;

શેઠીયા તો પગાર ન આપે, ક્યાંથી ખાસુ જાર. દયા. ૧૨

શેઠ—દીકરો મારે મોટો થયો છે, વરસ થયાં છે અઢાર;

લગ્ન એનાં કરવાં છે પણુ, ખરચનો નથી પાર. દયા. ૧૩

વરઘોડાનો સાજ જોઇયે, જામો પાઘડીને હમેલ;

ભુલેશ્વરી પાસે છે દુકાન, દુલભની જામેલ. દયા. ૧૪

વરરાજા—અસાંકે જામો નતો ખપે ખપે પાટલુન કોટ;

માથે રજવાડી પાગડી ગીનીજા, ખરચી હકડી નોટ. દયા. ૧૫

---

## છપનની સજા ને ભજનની મજા.

### ભાલુભા ભુજનો રાજા, છેતરીને લ્યા છેલને નોતો મારવો—એ રાગ.

વાલીડા મરશને વહેલો, છપનીયો કાળ કહેવાણો. ટેક.

ગાદલાં વેચ્યાં ગોદડાં વેચ્યાં, ઢોલીયા નજરે જાય;

વાહાલો સગો કોઇ આંગણે આવે, વડી વીમાસણુ થાય. વા.૧

જેઠ મહીને તો જીવાડયાંને અશાડે મેલ્યાં તાણી;
શ્રાવણ માસે તો સરવડીયાં થાયે,ન મળે આભમાં પાણી.વા.૨
ભાદરવે તો ભેળી માર્યા, ને કોણ સંભાળ રાખે;
ચારાપાણીની તાણને લીધે, ઢોર નીસાસા નાંખે. વા.૩
કચ્છ કોદાળીને પાવડા લીધાં, ને સડકે પોડયા જાય;
આઠમે દીને રોજી ચુકે, તે કોઇ જીવીને ખાય. વા.૪
ભાણાં વેચ્યાં ને વાટકા વેચ્યા, વહાણનું કીધું મન;
વહાણમાં બેસી મુંબાઇ આવ્યા, શેઠીયા પુરે અન્ન. વા.૫
રાળખાધાને રૂપીઆ ખાધા, ખાધી દીવાનસાઇ કોરી;
સોનાં રૂપાંતો હાટડે મેલ્યાંને, કાખમાં લીધી ઝોળી. વા.૬
તાવડીતો તડાકા કરેને, ઘંટી પોરા ખાય;
ઉછી ઉધારૂ તો કોઇ ધીરે, પેટમાં ઝાળું થાય. વા.૭
દીને દેખાડે વાદળાં એતો, રાતે દેખાડે તારા;
અંન વીનાની આંગળીયું કરડે,એવા છપનીયાના ચાળા.વા.૮
નાગીપુગી ઉભી નાગલી, હાય જુવારે કીધા જોગી;
બાજરે તો દેવાળું ફૂકયું, ને ચોખે રાખ્યા થોભી. વા.૯
ખરેડી ગીયાં ખોરડાંને, વળી બજારૂ ખાવા ધાય;
છપન ગોઝારાની સાલમાં,મનખો મુંબાઈ ભાગી જાય.વા.૧૦
હાંડા વેચ્યાને થાળીયું વેચી, મુંબાઈ ચઢી જાય;
મુંબાઈને બારે ઉતરે ત્યાં, અંનનો ધરવ થાય. વા.૧૧
મુંબાઇ ચાલ્યા મુલકો સરવે, માનવી ભરવા પેટ;
ખીચડે રાખી ખલક આખી, નવખંડના મણુ શેઠ. વા.૧૨

### રાગ મનહર છંદ.

ભાંડ ભવૈયા કૈક ગરથ ગમાવી બેઠા, રાંડોમાં રોળાણુ વાત પ્રસિ-
દ્ધ પ્રમાણી છે;
ચાટે સપડાયા કૈક, જુગારે ઝલાયા કૈક, કોરટે ડંડાયા વાત કોણુ-
થી અજાણી છે;
વૈદમાં વણુંધા કૈક, વકીલે વેચાયા ગાડી, ઘોડા લાડી વાડીયે
કમાઈ કૈક તાણી છે;
ભપકો ભારીને ખીસો, ખાલી એવા ભાળ્યા કૈક, મુંબઇની કમા-
ણી ભાઇ મુંબઇમાં સમાણી છે. ૧
વાજતે ગાજતે કૈક, વરઘોડાની માંહે ચાલી, ચાલી નાત વરામાં
નવાઇ શું પીછાણી છે;
મુ વેલાંની મીજબાની, વીધ વીધવાની રહી, પાછળથી વાણી જતાં
એમ પણુ જાણી છે.
સહેલના સપાટાએ, સપાટા ભેર કૈક લીધી, ઓરડીના ભાડા
માંહે કૈક ભરખાણી છે;
ભપકો ભારી ને ખીસો ખાલી એવા ભાળ્યા કૈક, મુંબઇની કમા-
ણી ભાઇ મુંબઇમાં સમાણી છે. ૨
વરસમાં દસવાર, દેશ માંહે આવ્યા ગયા, બોટ માંહે બોહી, કૈક
રેલમાં રોળાણી છે;
કૈક ગઈ સચરામાં કૈક ગઈ ઠીકરામાં, ઘરેણામાં પણ કૈક ગાંઠની
ઘલાણી છે.
રહી ખડી રહી કૈક ધોબીયે તે લીધી ધોઈ, બુટને સ્ટૉકીંગના દ-
મામમાં દબાણી છે;

ભપકો ભારીને ખીસો ખાલી એવા ભાળ્યા કૈક, મુંબઈની કમા-
ણી ભાઈ મુંબઈમાં સમાણી છે. ૩
ફેનસીની પ્રીસીયારી, માંહે કૈક ફસી પડી, દહન થતી દીવાબત્તી-
માં દરશાણી છે;
પાન પટીમાં કૈંક, કૈંક ચાની ચાહેનામાં, કૈક મેવા મીઠાઇમાં ચાં.
પથી ચવાણી છે.
કૈંક લવંડર અને કૈક, સોડા આઇસ્ક્રીમ, કૈંક હોંસ હોટલની તે
માંહી હણાણી છે;
ભપકો ભારીને ખીસો ખાલી એવા ભાળ્યા કૈક, મુંબઈની કમા-
ણી ભાઈ મુંબઇમાં સમાણી છે. ૪
હેરકટીંગ માંહેહેર ફેર થઇ ગઇ કૈંક, હજામની કોથળીમાં કૈંક અ-
ટકાણી છે
મેળે ખેલે કૈંક સરકસે કૈંક સરી પડી, ખીસાકાતરૂની ભીતીમાં કૈંક
ભરાણી છે.
સોનેરી ટોળીયે કૈંક, ઝોળી હાવ લાવી દીધી, કૈંક ઢોંગી ધુતારાના
ધ્યાનમાં ઢળાણી છે
ભપકો ભારીને ખીસો ખાલી એવા ભાળ્યા કૈક, મુંબઈની કમા-
ણી ભાઈ મુંબઇમાં સમાણી છે. ૫
કાચ કોડીયામાં કૈક, રાચ રચીલામાં કૈક, કૈંક અગ્નીની આંચ માંહે
હોલવાણી છે;
કૈક મોટરકાર, બાઇસીકલ ફોનોગ્રાફ, સીને મેટોગ્રાફ કૈંક તા-
રમાં તણાણી છે.
કૈક ફાલા ફૂલી કૈંક ટીપમાં ટીપાઇ ગઇ, કૈંક માન પાન અને મે-
ળાવડે મોહવાણી છે.

ભપકો ભારીને ખીસો ખાલી એવા ભાળ્યા કૈંક, મુંબઈની કમા-
ણી ભાઇ મુંબઇમાં સમાણી છે. ૬
કૈંક લીધી દલાલે ને કૈંક લીધી દરજીયે, કૈંક મરકીના માંડવે જઈ
ઝલાણી છે;
દાતણની ડાંડલીયે, સાક પાન ફોફળમાં, વહેમને મળે હાર ગજ-
રે ગંજાણી છે.
બીડી ફૂકી બાળી કૈંક, તંબાકુએ ટાળી કૈંક, પીઠામાં કૈંક, કોકીને
કચરાણી છે.
ભપકો ભારીને ખીસો ખાલી એવા ભાળ્યા કૈંક, મુંબઈની કમા-
ણી ભાઈ મુંબઇમાં સમાણી છે. ૭
કમાઇ ખાતાને અમે, ખાંતથી તપાસ્યું માંહી, લાખની કમાઈ સવા
લાખની ઉજાણી છે;
કમાયા અપાર અને થયા બહુ ખ્વાર પણ, ઘાંચીના બળધની એ
અંધાપુની ઘાણી છે.
આંધળી કમાઇ આંધળી વાટે વમાઇ કૈંક, સોરતીની સરતોમાં
ભમાઇ ભુંસાણી છે;
ભપકો ભારીને ખીસો ખાલી એવા ભાળ્યા કૈંક, મુંબઇની કમા-
ણી ભાઇ મુંબઈમાં સમાણી છે. ૮
પણ રાતી પાઈ રામનામે નવ માય તેની, ચોકસાઇ રાત દહાડો
ચોંપથી રખાણી છે;
આંધળાં લુલાં ઠુંઠાં અપંગ અંગ કોઢીયાંને, મુઠી અંન દેતાં હા
હા મુઠીયો ઝલાણી છે.
વીદેશીના ફાળા અને પ્રદેશીના બાવલામાં, કથે ભગવાનની
ચીમુડી નીચોવાણી છે;

ભપકો મારીને ખીસાં ખાલી એવા ભાળ્યા કેંક, મુંબઇની કમા-
ણી ભાઇ મુંબઇમાં સમાણી છે. ૯

---

## શેઠની તાબેદારી વીશે મનહર છંદ.

તનમન બુધીબળ હલકાં કે ભારે હોય, વીત્ત આપનારને વેચા-
તી લઈ લેછે;
ઉદ્યમ લખેલ હોય કદાચ કપાળ માંહી, તો પણ તે ધણીને આ-
ધીન થઈ રહે છે.
એક પેટ માટે પોતાનાને કરી દઈ પરાં, વીત્ત આપનારતણું વ-
હાલાપણું વહે છે;
સ્વતંત્રપણાનું સુખ જાય છે તણાઇ ભાઈ, અનુચર થાય તે અ-
પાર દુઃખ સહે છે.
હાકલ મારે કે હાથ જોડી જોડી ઉભું થાવું પડે વાંકાં ચુકાં વેણ
તણા માથે મુંઢ માર છે;
કામ કાજ કરાવીને કાઢી લે કાયાનો કસ, હુકમ કરે તે કાળજે
કટાર છે.
નીતી વડે પ્રીતી વડે વળી શુભ રીતી વડે, શેઠને રીઝાવવા તે ક-
ઠણ કુંઠાર છે;
ઉંચું તો જોવાય નહીં ઉત્તર ન અપાય પુરો, ચાકરી આકરી ખરી
ખાંડા કેરી ધાર છે.

---

## ખ્યાલ.

### રાગ લંગત લંગડી.

અંબે મૈયા તું રખવાલી, સકલ ભુવનકી તું દાતા;
ક્યા કરૂ બરનન આદ્યભવાની, બેરબેર તેરા ગુન ગાતા. ટેક.
રત્નસીંઘાશન ઝગમગ જોતે, બૈઠી આરાસુર રાણી;
કરજોડી મા કરૂ વીનતી, દીનદયાળી મા જાણી.
શીર કંચનકા છત્ર બીરાજે, કલગી મોતનસેં લલકે,
રત્નજડીત્ર મુગટ અનોપમ, હીરા ઝગમગતે ઝલકે;
કપોલ બંદી જળહળ જોતે, મોતી તોરા લટકતા, ક્યા. ૧
ચુંદડી કસબી કોર માજી તેરે, ગળે હાર હીરા ઝલકે,
ગલુબંધ કંઠેશરી માળા, નાકે વેસર તે ઢળકે.
તખ્ત ત્રીપુરે માત બીરાજે, વીશ્નુ વીરંચીવ શીશ નામે,
શીવ સમાધી ધ્યાન ધરત હે, અપરમપાર તે નવ પામે;
એસીરે તું ભોળી ભવાની મા,શકલ ભુવનકી તું દાતા.કયા.૨
સુરતણીરે સાવારે ચઢીયા, ચંડમુંડ નાંખ્યો ચોળી,
સીંહ ચઢી મા ત્રીસુળ લીધું, મહીસાસુર નાંખ્યો રોળી.
રક્તબીજ રક્ત રણુમાં રોળી, ધુમ્રલોચન સંહાર કીયા,
ચઢી માત ચામુંડા દેવી, ખપર ખડા હાથ લીયા;
ભક્તકાજ મા ધાઈને કોઇ, ઉદોઉદો મુખથી કેતા. ક્યા.૩
જગતકી દાતા સુનો મોરી માતા,હાથજોડી મેં તેરા દ્વારખડા,
મેં અપરાધી મહાપાતકી, ચરણુ તેરે આવી પડચા.
સહાય કર અંબે ન કર વીલંબે, ભકતકાજ અભીમાન ભરો,

જ્યાં જ્યાં ભીડ પડે ભકતનકું, પલમાં સંકટ દુર કરો;
ઐસીરે તું ભોળી ભવાની મા, સેવકજન કીજીયે શાતા. કયા. ૪
અંબે બહુચર તું મતવાલી, બેઠાં ખેલ કરો ન્યારા,
નેહ ધરી નજરેથી દેખું, જળહુળ જ્યોતો હય પારા.
તું માતાજી હે મોરી મા, મેં હું બાળક તેરા,
દાસ મુની કહે દેદાર પાવે, ના આવે ચોરાસીકા ફેરા;
નીશાન ડફપર તોરારે મા, નીશાન કાવે અંબેકા. કયા. ૫
સંતતણી સુખ દાયક છો મા, અરજ કરૂં સુણીયે મારીઃ
નીરાધાર મેં ફીરૂ જગ્તમાં, રખું હાલ શીરપે તારી.



# આ પુસ્તક માટે અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોનાં નામ.



| નંગ. | નામ. | રહેવાશી. | હાલ મુકામ. |
|---|---|---|---|
| ૧૦૫ મી. | વીઠલ રલીયાતરામ મહેતા | વાલમ. | મુંબાઈ. |
| ૧૦૦ મી. | ચત્રભુજ હરીશંકર. જોશી. | રોહડા ( આબુરોડ ) | ,, |
| ૫૦ મી. | હરગોવન ચુનીલાલ જાની. | વાલમ. | ,, |
| ૨૫ મી. | છગનલાલ મોતીલાલ જાની. | ,, | ,, |
| ૨૫ મી. | નારાયણલાલ મયાશંકર વ્યાસ. | ,, | ,, |
| ૨૦ મી. | ગવરીશંકર છગનલાલ ભટ | ,, | ,, |
| ૨૦ મી. | પ્રેલ્હાદ મહાદેવ મહેતા. | ,, | ,, |
| ૧૫ મી. | ગવરીશંકર મહાશંકર જોશી. | ,, | ,, |
| ૧૫ મી. | નર્મદાશંકર બહેચરલાલ ત્રવાડી. | ,, | ,, |
| ૧૫ મી. | શીવશંકર ડીંગતરામ ભટ. | ,, | ,, |
| ૧૦ મી. | ચુનીલાલ ( ઉર્ફે વૃજલાલ ) ગણપતરામ ભટ. | | ,, |
| ૧૦ મી. | પરસોતમ ખુશાલદાસ પટેલ. | ભિગતા. | ,, |
| ૫ મી. | અંબાલાલ કાસીરામ રાવળ. | ખરણુ. | ,, |
| ૫ મી. | દામોદરદાસ ધનજીભાઇ ઠકર. | જામનગર. | ,, |
| ૫ મી. | મોતીલાલ રણછોડદાસ દવે. | નાંદોદ. | ,, |

| | | | |
|---|---|---|---|
| ૫ | મી. મોહનલાલ મગનલાલ | આતરસુંબા. | ,, |
| ૫ | મી. હીરાલાલ છગનલાલ મહેતા. વાલમ. | | ,, |
| ૫ | મી. એમ. બી. મહેતા. એન્ડ કો. વાલમ. | | સ્વાર |
| ૫ | મી. ભીખાલાલ શંકરલાલ મહેતા. ,, | | વાલમ |
| ૫ | મી. ભીખાલાલ મીરાતરામ મહેતા. ,, | | મુંબા |
| ૫ | મી. ઉમયાશંકર કીરપાશંકર જોશી. ,, | | ,, |
| ૨ | મી. અંબાલાલ માહેશ્વર મહેતા. ,, | | ,, |
| ૧ | મી. વલ્લભદાસ મોરારજી શા. પોરબંદર. | | ,, |
| ૧ | મી. મનજીભાઇ ખરમશી શા. કેસોદ. | | ,, |
| ૧ | મી. પરસોતમ ભોળાનાથ દેરાશરી. વાલમ. | | ,, |
| ૧ | મી. હરીલાલ ભાઇશંકર જાની. વાલમ. | | વાલમ |
| ૧ | મી. ચીમનલાલ મણીલાલ વ્યાસ. ,, | | ,, |
| ૧ | મી. મથુરલાલ નર્મદાશંકર જોશી. ,, | | રાજપુર. |
| ૧ | મી. મગનલાલ કાલીદાસ શા. | દહેગામ. | મુંબાઇ. |
| ૧ | મી. જશવંતરાય કીરપારામ વાલમ. | | વાલમ. |
| ૧ | મી. માણેકલાલ હરજીવન | તલાજા. | મુંબઈ. |

